# કેલી એન્ડ કંપની

## સોડાવાલા, ગીરગામ,

મુંબઇ.

માલેક

કાવસજી જમશેદજી પંડકી.

# ડ્યુક એન્ડ સન્સ.

સોડા લીંબુ વીગેરે બનાવનારાઓ.

બ્રીટીશ હોટેલ લેન,
એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

ગુજરાતી નાટ્ય મંડળ
દેવકરણ નાનજી બીલ્ડીંગ્સ.
એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ,
મુંબઇ.







માલેક.

મીસીસ જે. બી. પંડી.

બુટસ  શુઝ

પારસી ખરને અનુસરતાં બુટ એન્ડ શુઝ ઘણાજ કીફાયત ભાવે લેવા પધારો.

## ઇગલ શુઝ કું૦.

ઠેકાણું. વાડીયાજીના આતશ બહેરામની સામે, ધોબીતલાવ.

---

## ડાયમંડ જુબીલી વોશીંગ કું૦.




હેડ ઓફીસ. હમમ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

શાખો ઠાકોરદ્વાર અને જુમામસજીદ.




ઉપલા માર્કા વગરના લેમ્પ ખરીદજો નહિં કારણ

“ફીલીપ્સ” લેમ્પ દરેક જાતના લેમ્પસમાં ચઢીયાતાં છે.

વાપરવામાં બહુ તકાઉ છે. અને એ લેમ્પ વાપડવાથી આંખ

બીલકુલ બગડતી નથી.

સોલ એજન્ટસ :—

# પ્રેસીયસ ઇલેકટ્રીક કું૦,

૪૭બી. એપોલો સ્ટ્રીટ,

કોટ, મુંબઇ.

(ટેલીફોન નં. ૨૨૪૪૦)

પારસી કુટુંબમાં વખણાયલા જુના અને જાણીતા મી૦ પી. જે. બલસારાની દુકાને એક મુલાકાત જરૂર લેશોજી.

# બ્લાઉઝ બોનેટ ફ્રોક સદરા.

એ ચાર ચીજ હમારી ખાસ સ્પેશીયાલીટી છે તેમાં અમારે ત્યાંના જેટલી વેરાયટીઝ અને તરેહવાર ફેશનો બીજે કેથે કવચીતજ જોશો.

તદન નવા ગંજાવર સ્ટોક દરેક નંગ આંખે ઉડી વળગે તેવું શીલ્પ કશન કરતાં ગુચવાઇજ જશો કે કયું લેવું અને કયું નહી લેવું.

એ ઉપરાંત સ્પેંગલ – કાનસરશન – હજારો જાતની લેસપીસ રેશમી ગીપીયોર લેસપીસ – ત્રીમીંગનડ અને બાતુઓ તથા બાળકોને બરની બીજી તરેહવાર ચીજો હમારી દુકાનેથી હંમેશ મલશે.

પી૦ જે૦ બલસારા.

સીતારામ બીલડીંગ ક્રોફર્ડ મારકેટ,

મુંબઇ.

વરને માટે ઇલેકટ્રીક લેમ્પ કીયાં વાપડશો ?

બનામે ખુદા.

# રોશન ચેરાગ.

યાને

## કુલ દિપક



નાટક ત્રણ અંકી.



એમપ્રેસ નાટક મંડળીને માટે ખાસ

રચીને જોડનાર:—

**રતનજી ફરામજી શેઠનાં.**

જ્ઞાન ચક્ર યાને ગુજરાતી સાઇકલો પીડિયાના ૯ વોલ્યુમ,
પાકજાદ પરીન, રમતાં પંચી, કયાની લોહી, દીનદાર દીનો,
ભુલ થાપ, ખુદાપર સબર, ગુલ ખુશરો, યારબાજ,
રંગમાં ભંગ નાટકો અને આઇને અકબરી,
લોર્ડ બેકનના નિબંધ, જેપાન જેપાનીજ,
સંજ્ઞાદર્શક કોશ વગેરેનો કર્તા.



માલેક તથા ડીરેકટર.

**મી૰ મનચેરશાહ અરદેશર પોંહોચખાનાવાલા.**



કિંમત—આના આઠ.

Printed by H. T. Anklesaria at the Fort Printing Press,
No. 1, Parsee Bazaar Str., Fort, Bombay.
Published by Mancherhsaw A. Ponchkhanewalla,
Proprietor, Empress Natak Mandli, Grant Road.







# નાટક લખનાર તરફની

## પ્રસ્તાવના.

નાટકને નિતિની નિશાળની ઉપમાથી ઓળખાવવામાં આવે છે. માનવી સ્વભાવને બોધ વાંચન યા ભાષણ માર્ગે સરખો રૂચે એ અસ્વભાવિક છે; આથી નાટક જોતાં જોનારને ગમ્મત સાથે જ્ઞાન અને નસિહત, તેમ સંસારના સુખ-દુ:ખના ઉંચા ખિયાલાત શિખવાના મળે એવી તેની રચના રચી નાટક લખવો પડે છે.

નાટક લખનાર પોતાની કાયનાત મુજબ તેની રચના રચી, તેને રસિકતા આપવા તેની ભાષામાં મીઠાસ અને ઝમક આપવાની કોશિષ કરે છે; છતાં જો તેનું ચોખટું (પલોટ) માનવી જન સમાજને સહેલાઇથી રૂચતું ગોઠવવામાં ગોથું ખાધું હોય તો, તે પોતાની મહેનત બરબાદ થતી જોય છે.

આપણો ઇનસાન ઘણોજ અજબ પ્રાણી છે, કેમકે તેને રોજને રોજ કંઇક નવું નવું જોઇએ. એકની એક ચીજ સારી હોય તોપણ તેને તે રસહીન લાગશે. એકના એકજ સારા રાગથી તે કદી શાંતિ પામતો નથી. તેનું ચિત્ત પવન કરતાં પણ વધારે ઝડપી ચાલતું છે. આથી એમપ્રેસ નાટક મંડળીના માલેક મી૦ મનચેરશાહ અરદેશર પોહોંચખાનાવાલા જેવા કુશળ નાટક ભજવવામાં મશહુર થએલા ડીરેકટરે, મારી પાસેથી, તદ્દન નવાજ પલોટના ખેલ મેળવવાની આરજુ રાખી, આય તદન નવીન ખેલ રજુ કરવાની હામ બીડી છે.

મી૦ પહોંચખાનાવાલા સાથે ૧૯૧૯ માં મને જાહેર વર્તમાન પત્રોમાં " એમેચ્યુર અને નાટક " એ વિષય ઉપર તકરારમાં ઉતરવું પડયું હતું, અને તેથી મારી એમની રાસ કદી નહી મળેલી હોવાથી અમો વચ્ચેનો અંતર સેહેજ છેટે હોવા છતાં, સેવટે એક સારો નિતિ બોધક અને ચાનકરૂપી નવો પારસી સંસારી ખેલ રજુ કરવાના ઇરાદાથી પાછા એકત્રે થવા આ રોશન ચેરાગ રજુ થાય છે.

મી૦ મનચેરશાહ અરદેશર પોહોંચખાનાવાલાએ પ્રથમ મરહુમ શેઠ. જેહાંગીરજી ખંબાતાની એમપ્રેસ નાટક મંડળી કાઢવામાં હમશરીક

બન્યા ત્યારથી તદ્દન નવાજ ખેલો લખાવી પોતાની ડીરેકટરશીપ, તળે સ્ટેજ કરી નામના મેળવી હતી. તે પછી મરહુમ શેઠ ખટઉ તથા બાલીવાલાનાં જુના પુરાણા ખેલોને પોતાના નવા એમેચ્યુરેના સ્ટાફથી દિપાવી ફત્તેહ મેળવી હતી. કે જે એમનો જુનો એમેચ્યુર બેચ, પોતાના ઉસ્તાદની કેલવણીને આજેબી બીજી એમેચ્યુર કલબ કુંપનીઓમાં પોતાનું અચ્છું પાણી બતલાવે છે. ત્યારે હમણા તદન નવાજ જુવાન ઉઘરતા એમેચ્યુરેનો 'સટાફ' એકઠો કરી નવાજ 'પ્લોટ' ના ખેલ સાથે શઉકીન આલમ સામે રજુ થાય છે; તેમાં હું એમને ફતેહ ઇચ્છું છ, અને મને પોતાને જશ ઇચ્છું છ.

દરેક કુટુંબ યા ઘેરમાં હમેશાં બનતા સંસારી બનાવોનું જેમાં જીવતું જાગતું ચિત્રે દોરેલું હોય તેવો ખેલ વધુ પ્રશંસાને પાત્ર થશે એવી ખાતરી હોવાથીજ આય રોશન ચેરાગ અત્રે રજુ થાય છે.

ઇ. સ. ૧૯૦૯ માં મારો પાકજાદ-પરીન સ્ટેજ થયા પછી મને નવાં નવા નાટકો લખવાની અચુક તકો મલી હતી, અને તેથી આ ખેલ ઇ. સ. ૧૯૧૧ માં શેઠ બાલીવાલાની કુંપની માટે લખ્યો હતો; પણ તેટલાં મારાં બીજા ખેલો દીનદાર-દીના, કયાની લોહી, ખુદાપર-સબર અને રમતાં-પંચી જેવા ખેલો પ્રોફેશનલ કુંપનીઓ મારફતે સ્ટેજ થવાથી આ રોશન ચેરાગને સ્ટેજપર આવીં નવી રોશની જોવાની તક દોહોદ દાહેકા પછી મળી છે, તે માટે હું મી૦ પોહોંચખાનાવાલાનો આભારી છું.

આ ખેલમાં રજુ થતા ફકીરજી અને બચાંમાપનાં પાત્રે આબેહુબ નિરદોશ ગામડીયાઓની શિકલ રજુ કરે છે. જેમ "પથ્થરમાંથી હીરો" નિકળવાની કહેતી જાએજ છે, તેવાજ અહીં બચાંમાય ને ફકીરજીનો ડા૦ લીમજી જેવો કુલદિપક બેટો પોતાની તાબેદારી, ભલનસાઇ, જાનફેસાની અને નમનતાઇ પણાના જે એકેક ભાગ રજુ કરે છે તે જોનાર તથા વાંચનારના જીગરમાં સારી અસરનો છાપ ઉપજાવશે.

સર જમુખાં અને લેડી પરીચહેર જેવા મોટાં હાઇકલાસમાં ખપતા તુંમાખી તોરીલાઓ પોતાની મગરૂરીમાં ખુદાઇ હાતથી પોતાના બચ્ચાંના હાથે કેવા અજબ સંજોગ તળે નમનતાઇ ને એખલાસપણું શિખે છે, તેનો આબેહુબ ચિતાર રજુ કરે છે.

દોરાબજી વજીફદાર જેવા કઠોર હઇયાના બાપ કેટલા હશે ! જેઓ પોતાના પેટના ફરજંદને પોતાનીજ સમજદારી ઉપર મુસતાક રહી અમે જે કહીએ તેજ ખરૂં એમ ધારી પોતાની ગુમરાહીમાં સંપીલા કુટુંબમાં કલેશને જાગૃત રાખી, આખરે ખુદાઇ સંજોગથીજ પોતાની ભુલના ફળ પોતેજ ચાખે છે, આ દોરાબજીનો પાર્ટ મી૦ મનચેરશાહ જેવા કસબઇયાને ભાગે આવેલો હોવાથી, શકરીને તમાશબીનને તેવણ જરૂરજ પોતા તરફ સેવટ સુધી ખેંચી રાખવા શાકતવાન થશે એવું મારૂં ધારવું છે.

મારા અતયાર અગાઉ જુદી જુદી પ્રોફેશનલ કુંપનીમાં રજુ થયલા સંખ્યાબંધ ખેલોમાં આ ખેલ, મારા વિચાર મુંજબ વધારે પેશપડતો સંસારી સંજોગોનાં સુખ દુઃખ રજુ કરનાર ખેલ નિવડશે. તેમજ હાસ્યરસ ઉતપન્ન કરવા માટે મારા આગલા ખેલોમાં કાસીકલ પલોટ આમેજ કરતો હતો, પણ આય ખેલમાં તેવો જુદો પલોટ આમેજ કીધો નથી; છતાં લવજી લાહેર તથા ફકીરજી બચાંમાયના પાત્રને સોંપેલું પ્રમાણુસર કોમીક્લલાંમાં તેઓ પોતાનું પાણી બતલાવવા ચુકશે નહિ.

અત્રે રજુ થતાં ગાયનો મારી નાકેશ જોડણીના પરીણામ છે. હું પોતે મ્હોટો કવી કે ગાયનમાં ખાં નથી, એટલે હું મારા ગાયનો માટે મગરૂરીથી કશુંજ ઓલીશ નહી. મારા આગલા નાટકોમાં જે ઢપે ગાયનો સામેજ કરતો આવ્યો છું તેજ તોરથી અત્રે પણ મારો પ્રયત્ન ચાલુ છે.

આ રોશન ચેરાગને સ્ટેજપર લાવી દિપવવાનું કામ નવા અને જુના એમેચ્યુર બિરાદરોને હાથ સોંપેલું છે. આય એમેચ્યુર બિરાદરોમાના સઘળાંજ કામ ધંધાંના રોકાણવાલાઓ હોવા છતાં, પોતાના શોખને તૃપ્ત કરવા જે જાતી જેહમત ખેંચી ખેલ તઇયાર કરવામાં મદદ આપી છે, માટે હું તેમનો આભારી છું.

૧૧–૮–૧૯૨૪
મુંબઇ–ખેતવાડી બેકરોડ.
શેઠના મેનશન.

લી૦ સેવક
રતનજી ફરામજી શેઠના

## એમપ્રેસ નાટક મંડળીના માલેક.

### મી૦ મનચેરશાહ એ. પોંહાંચખાનાવાલા તરફનો ખોલાસો.

કદરદાન શોખીન આલમ સનમુખ, ખાસ કરી મારી વાહલી પારસી કોમની સેવામાં આજે કાંઇક લાંબા અંતરે રજુ થતાં અને તેઓને આજનો "રોશન ચેરાગ" અરપણ કરતાં સેવકને ભારે ખુશાલી ઉપજે છે. તેમ કરતાં તે બારે હકતાલાની જનાબમાં સર ઝુકાવી દુવા ચાહું છું કે પરવરદેગાર સરવેના રોશન ચેરાગોને સદા ઝળકતા અને આબાદ રાખે અને એ રોશન ચેરાગોની રોશનીથી કોમ અને આલમ હંમેશાં દિપાયમાંન રહે—આમીન!

"રોશન ચેરાગ" મારા માંનવંત મિત્ર અને પ્રસિધ લેખક મી૰ રતનજી ફરામજી શેઠનાંની રસીલી કલમનું પરિણામ છે. મી૰ શેઠનાંની કલમ જેમ સાહીતયનાં મેદાનમાં જાણીતી છે, તેમ આ દોરંગી દુન્યાંનાં નવરંગી ચિતારોને રસિલા અને બોધદાયક રૂપમાં રંગભુમિ ઉપર દરશાવવા માટે અજબ વખણાઇ છે. એવા લોકપ્રીય નાટકવેશ, કે જેનણે લખેલાં "પાકજાદ-પરીન" "ખુદાપરસ્ત-સમર" "રમતા પંખી" વિગેરે નાટક કુંપનીઓએ પોતાનાં સ્ટેજ ઉપર રજુ કરવામાં મગરૂરી માની છે, તેમનીજ રસીલી કલમથી લખાવલો આ "રોશન ચેરાગ" તમાશગીર આલમને તેટલોજ ખેંચાણકારક થઇ પડશે એવી પુર ખાતરી રહે છે. મી૰ શેઠનાંએ આ નવા નાટક "રોશન ચેરાગ" ને હાલમાં એકજ ઢબે રજુ થતા જોવામાં આવતા નાટકોને બદલે, જેમ અંગ્રેજી નાટકોમાં પ્લોટની અસર અને ખુબીને સેવટ સુધી જાલવી રાખવામાં આવે છે, તેવાજ રૂપમાં હાસ્યરસને પણ ખુદ પ્લોટમાંજ મઢી લઇને પારસી સંસારનાં એક અસરકારક ચિતારમાં રજુ કરેલો આ નાટક તમાશગીર આલમ માટે એક નવીન મોજ થઇ પડશે એવી આશા છે.

મગજની મોજ સાથે નીતિ અને બોધનાં પાઠોનો છાપ પાડી તે મારફતે તમાશબીનોનાં આચાર વિચારો ખીલવવાનાં એક મોતેબર સાધન તરીકે નાટક તખતો હસ્તીમાં આવ્યો છે. એક શોખ તરીકે

એમેચ્યુઅર ઉતસાહી જવાનોએ ઉપાડી લીધેલી ચલવળ આજે દુન્યાના દરેક ભાગમાં ખીલી નીકલી છે. મુંબઇની નાટક તખતાની હસ્તી પણ એવાજ ઉતસાહી આબરૂદાર, ખાનદાંની અને કેળવાયલા જવાનોને આભારી છે, કે જેનાં પાયોનીઅરોજ નહિ પણ નાટક તખતાને તેની હાલની ચઢતી સ્થીતિએ જર જેહમત અને જીંન્દગીનો ભોગ આપી ખીલવનાર પણ આગેવાંન પારસી કોમનાંજ "ચેરાગો" હતાં અને તે માટે ઇનસાફને ખાતર મારે જણાવવું જોઇએ કે પર-કોમનાં ભાઇઓ પણ તેનો હેસાંન સાથ સ્વીકાર કરે છે.

કદરદાંન શોખીન આલમનાં ઉત્તેજનથીજ આજે આબરૂદાર જવાંન એમેચ્યુર ભાઇઓનો એક વરગ ઉભો થવા પામયો છે, જે પોતાની કોમને નસિયતકારક ખોધથી રીઝવવાને પોતાની ફુરસદનો ભાગ આપવાની ઉલટ બતાવતો રહે છે. એ વરગનાં મોટા ભાગમાં મારી સાથવાલા સંખ્યાબંધ ગોઠયાઓને એક પ્રોફેશનલને જેબ મલે એવી રીતે ઉછલી નીકલતા જેવાથી મને ખરેજ ખુશાલી ઉતપન્ન થાય છે. માહરા તેમજ તેઓનાં બીજા ગોઠયા એમેચ્યુઅર ભાઇઓને સેવક દરેક ફતેહ ઇચ્છતાં આશા રાખે છે કે એ ભાઇઓ એમેચ્યુઅર છતાં નાટક તખતાની મોતેબરી, દિગનીટી અને આબરૂની જાળવણીમાં સારા પ્રોફેશનલ નાટકકારો કરતાં કાંઇ ઓછી જવાબદારી અને જોખમદારી ધરાવતા નથી, એટલુંજ હંમેશાં લક્ષે ધરી આગલ વધશે તો, હજીબી એમેચ્યુરોને નામની કાંઇક "મુગ" હસ્તીમાં રહેવા પામી હોશે તે તેનો દુર કરવાનું માન મેળવશે.

પણ કોઇ કહશેકે, મારૂં પોતાનું શું ? એટલુંજ કે એવા એક માંન ભરયાં શોખની સેવાનો અલખરો જવાનીથીજ જડ ઘાલી બેઠલો હોવાથી એવા શોખની સેવામાં સેવક એવી એવી હાડમારી, તાણખેંચી, ગેર ફંનસારી, અંપજસ તથા મહેનત અને ખરચની ખુવારીનાં વમલોની ચકરીની ચઢથી પડતીનાં તબકકાઓમાંથી પસાર થવા પાંમ્યો છે, કે જેની તે વખતની કડવી યાદ આજે મને મધુરી થઇ પડે છે. એક એમેચ્યુઅર કલબ ઉભી કરવાની જોખમદારીઓ અને જવાબદારીઓ મારે સેવકને જેવો તેવો ઇનતેઝાર બનાવ્યો ન હતો ! જવાંન ભાઇઓને સાંહજે મોડે સુધી રોકવા અને તેઓ તરફ કોઇ આંગલી વટીક ઉંચકવાની હિંમત ન કરે એવી ઉંચી ડીસીપ્લીન અને સ્વમાંન તરફ તેઓને હંમેશાં જાગૃત રાખવા એ જેવી તેવી જોખમદારી ન હતી, પણ મારે સાચ્ચા દિલથી જણાવવું જોઇએ કે

મોહરા સપના ગોઠીઆઓ પોતાનાં સારાં નામ સન્માન અને ઇજ્જતને ઓસ્તવાર નીવડયાછે. અને તેઓ તથા તેમની સંગતનાં બીજા ભાઇઓ આજે કંહીથી પણ નાલેશીની સ્હેજબી ફુંક વગર તેવો બીજા નાટક લખનારાઓને કેવા મદદગાર થઇ પડયા છે તે અતરે ખાસ વરણુવવાની જરૂર નથી.

આ વખતે લગભગ નવાજ ગોઠયાઓનાં બેચ સાથે કદરસનાશ તમાશબીનો સનમુખ સેવક લાંબા વખતે પાછો રજુ થતાં એટલીજ ઉમેદ રાખે છે કે આજનો "રોશન ચેરાગ" રજુ થવામાં કાંઇક ખામી નજરે પડે તો તે પકડી ન રાખતાં તેની ખુબીઓ તરફ વધારે મોટા દિલથી જોવું એવી મારી નમનતાઇભરી અરજ છે, અને જેવો આશરો ને ઉતેજન "બાપના આપ" વખતે આપયો હતો તેવોજ આશરો આ મારા નવા નાટક "રોશન ચેરાગ"ને પણ મલશે એવી આશા રાખું છું.

સેવટે મારા મહેરબાંન ખયરખ્વા શેઠ નકુભાઇ કાલુભાઇ શાહ તે શ્રી આર્ય નયતીક નાટક સમાજનાં માલેક અને તેરણુનાં બાહોશ મેનેજર મારા દીલસોઝ મિત્રે મી૦ દારાશાહ ધનજીશાહ ખરાસનો ખાસ આભાર માનવા વગર હું મારો આ દિબાચો ખતમ કરી શકતો નથી; માત્ર આજના "રોશન ચેરાગ"ને શેઠ નકુભાઇએ આશરો આપયો છે એટલા માટેજ નહિ પણ મુજ કમતરિન સેવક તરફ હંમેશાં એક મુંરબીની ચાલુ મીઠડી નજર રાખતા રહયા છે, કે જેનો ઉતમ પુરાવો મારી કંપની હસ્તક ભજવાયલા લોકપ્રિય "બાપનાં આપ" વાલા ખેલને એક પારસી સંસારી નાટક છતાં પોતાની હિંદુ કંપની હસ્તક તખતા ઉપર પુર ફતેહમંદીથી રજુ કરવાનો પુરાવો સેવક ભારે હેસાન સાથ રજુ કરી શકે છે. શેઠ નકુભાઇ પોતે એક "જીનિયસ" નાટકકાર અને નાટક નવેસની ઉતમ ખુબી ધરાવતા હોવાથી લાયક નાટકકારોને હંમેશા ઉતેજનથી નિહાલતા રહે છે, કે જેથી મુજ અદના તરફની કદરશનાશીને સેવક એક મોટા માંન સમાંન લેખે છે. મારા દિલસોજ ભલા મિત્રે મી૦ દારાબશાહને, શેઠ નકુભાઇની સેવક તરફની ભલમનસાઇનું માંન ઘણે દરજ્જે ઘટે છે કે, જેવણુ આજે શેઠ નકુભાઇનાં એક જમણું હાથ થઇ પડયા છે. શ્રી આર્ય નયતિક નાટક સમાજ અને મી૦ દારાબશાહ, નહિ છુટું પડે એવું જાણે એક જોડકું બની રહયા છે અને હું દુવા ગુજારું છું કે એ જોડાણ સદા સંપ અને સુખથી નિભિ રહે—આમીન.

## નાટક પાત્ર



| | |
|---|---|
| સર જસુખાં | મુંબઇનો એક માલેતોજાર તુમાખી શેઠયો. |
| અરદેશર | સર જસુખાંનો દીકરો. |
| ફકીરજી | ભીમપોરનો પટેલ. |
| ડો. લીમજી. એમ. ડી. | ફકીરજીનો દીકરો. |
| દોરાબજી વજીફદાર | રાંદેરનો એક પડી ભાંગેલો શેઠીઓ. |
| ખા. બા. રતનશાહ | સુરતનો એક શ્રીમંત શેઠયો. |
| લવજી લાહેર | સુરતનો સેમ્પલ. |
| બમનું બાંગડ | અરદેશરનો નોકર. |
| મોકો | દોરાબજીનો નોકર. |
| કમપાઉન્ડર | ડો. લીમજીનો નોકર. |

## સ્ત્રી પાત્ર



| | |
|---|---|
| લેડી પરીચેહેર | સર જસુખાના બાનું. |
| ફરેની | સર જસુખાની બેટી. |
| બચાંમાય | ફકીરજીનાં ધણીયાણી. |
| હીરાંબાઇ | દોરાબજીની ધણીયાણી. |
| શાહેરાં | દોરાબજીની દીકરી. |
| ડોલી | હીરાંબાઇની બત્રીજી. |

સ્થળ—સુરત, ભીમપોર, રાંદેર, તીથલ તથા માથેરાન.

# રતનજી ફરામજી શેઠનાના

## રચેલા ગ્રંથો.

—:o:—

| નાં. | પુસ્તકો | | કિંમત. |
|---|---|---|---|
| ૧ | જ્ઞાનચક્ર પુસ્તક ૧ લું ... ... | રૂ | ૩—૦ |
| ૨ | જ્ઞાનચક્ર ,, ૨ જું ... ... | રૂ | ૩—૪ |
| ૩ | જ્ઞાનચક્ર ,, ૩ જું ... ... | રૂ | ૩—૦ |
| ૪ | જ્ઞાનચક્ર ,, ૪ થું ... ... | રૂ | ૩—૦ |
| ૫ | જ્ઞાનચક્ર ,, ૫ મું ... ... | રૂ | ૩—૦ |
| ૬ | જ્ઞાનચક્ર ,, ૬ ઠું ... ... | રૂ | ૩—૦ |
| ૭ | જ્ઞાનચક્ર ,, ૭ મું ... ... | રૂ | ૩—૦ |
| ૮ | જ્ઞાનચક્ર ,, ૮ મું ... ... | રૂ | ૩—૦ |
| ૯ | જ્ઞાનચક્ર ,, ૯ મું ... ... | રૂ | ૩—૦ |
| ૧૦ | આઇને અકબરી... ... ... ... | રૂ | ૨—૦ |
| ૧૧ | લોર્ડ બેકનના નીબંધ... ... .. | રૂ | ૧—૮ |
| ૧૨ | પાકજાદ પરીન નાટક ... ... | રૂ | ૦—૮ |
| ૧૩ | ચાઇનીજ ટેલ્સ વાર્તા ... ... | રૂ | ૧—૪ |
| ૧૪ | જેપાન અને જેપાનીજ ... ... | રૂ | ૧—૮ |
| ૧૫ | જેપાની ભાષા ... ... ... | રૂ | ૧—૦ |
| ૧૬ | જેપાની શિક્ષક (મરાઠીમાં) ... | રૂ | ૦—૧૨ |
| ૧૭ | પોશાકની ફેશીન... ... ... | રૂ | ૦—૧૨ |
| ૧૮ | ફોટોગ્રાફી .. ... ... ... | રૂ | ૦—૧૨ |
| ૧૯ | કાચ કામનો હુન્નર ... ... | રૂ | ૦—૧૨ |
| ૨૦ | ગુલ ખુશરો (નાટક) ... ... | રૂ | ૦—૪ |
| ૨૧ | મેરીકોરેલીના નીતિ વચનો ... | રૂ | ૦—૮ |
| ૨૨ | સંજ્ઞા દરશક કોશ ... ... | રૂ | ૧—૦ |
| ૨૩ | દીનદાર દીના (નાટક) ... ... | રૂ | ૦—૮ |
| ૨૪ | મેસમેરીઝમ ... ... ... | રૂ | ૦—૬ |
| ૨૫ | સુંદર હેલન ... ... ... | રૂ | ૦—૬ |
| ૨૬ | સામાન્ય હુન્નર જ્ઞાન ... ... | રૂ | ૧—૦ |
| ૨૭ | હકદારનો હક્ક વારતા ... ... | રૂ | ૧—૦ |
| ૨૮ | કીયાની લોહી (નાટક) ... ... | રૂ | ૦—૬ |
| ૨૯ | ખુદાપર સબર (નાટક) ... ... | રૂ | ૦—૬ |
| ૩૦ | રમતા પંખી (નાટક) ... ... | રૂ | ૦—૮ |
| ૩૧ | રોશન ચેરાગ (નાટક) ... ... | રૂ | ૦—૮ |

**ઠેકાણું ખેતવાડી બેકરોડ ૧૦ મી**

**ગલી—શેઠના મેનશન.**

બનામે ખુદા.

રતનજી ફરામજી શેઠના કૃત.

# રોશન ચેરાગ.



## અંક ૧ લો—દેખાવ ૧ લો.

સ્થળ—ભીમપોર-ફકીરજી પટેલનું મકાન.

[ ફકીરજી નામું લખતા બેઠાછે —બચાંમાય ઘરસંસારી કામમાં રોકાયલાં છે. ડૉ. ભીમજી ખુદાની યાદમાં ગાયન ગાતો જણાય છે. ]

ડૉ. ભીમજી— "ગાયન" ૧ લું.

તૂં દાતાર, તૂં કિરતાર, તાતા જગ જનનો દાતા;
ફૂલ પાક જીગરનો પરવર, સફલકર ભય દૂર કર.—તૂં દાતાર.
જગ જેહાંનો, વાલી યજદાન, પ્યારૂં નામ, તારૂં ધ્યાન;
મુશ્કેલને આસાની આપનાર તું વાલી;
તૂં ગ્નાની, તૂં દાની ફૂલ પ્યારી જગ ભારી;
ફુલ વાડી, પ્યારી આ છે તારી.—તૂં દાતાર.

(ગાયન પછી.) પરવરદિગાર! આજનો આએ રોશન રોજ ફરી જોવા માટે તારાં હજારો હજાર શૂકર કરૂંછ! રહેમદિલ બાપ–મારાં ઘરડાં માય બાપ, કે જેઓએ બીનસ્વાર્થે પોતાની ગરીબ હાલત છતાં, જર તથા જેહમતનો ભોગ આપી, મુજને આજે આય પંદિતપર મુકયોછ, તો તેઓનો બુઢાપો તેરવવાની તું મને શકતિ આપ!.

ભલાં માયબાપ નવાજીને, ખુદા તેં દીધું વિદ્યા ગ્નાન;
ગરીબાઇમાં અમીરીતું, જીગરમાં તેં બખ્શ્યું ભાન.
કુંટુબ કે ખેશ વતન દરેકની, સેવા કરૂં હરઆન,
ફરજ મુજની અદા કરવા, ખુદા તું દેજે દિલ ઇમાન;
ભૂલું જો રાહ–તો રેહબર, બનીને આપજે તું ભાન;
દરેક મુશકેલ આસાની નો. કરનારો છે તૂં રેહમાન.

( લીમજી દુવા ચાલ્યા પછી બચાંમાયનાં હાથો પોતાની આંખમાં દાબે છે. )

**બચાંમાય**—( ઓવરણાં લેતાં ) મરૂંરે મરૂં મારા દીકરા, મારી દુવાથી હદા હુખી રેહેજે. જીભરૂં-હજી ધંધે હીખારવાનો પછી તડકું માથે આવહે, ( કોટી કરીને. ) ચાલ મરૂં નાહતો કરીને વેહલો હખાવ !

**ફકીરજી**—હજી બીજા બે પાંચ ઓવરણા લે, ને દહ પાંચ કોટી કર! દીકરો દાક્ટર થયલો એટલે હવે અમારા ભાવ કોણ પુછે? ( હસે છે ).

( ફકીરજીનાં હાથો લેઇને લીમજી આંખમાં દાબે છે. )

**બચાંમાય**—તમે તો એવાજ રહી ગીયા! જી ભરાયા મારા હાન હલુખના દાહારે વારેના દીકરા માટે એમ અદેખા ના પડો!

**લીમજી**—માયજી, ચાલો-પછી લેટ થશે!

**બચાંમાય**—ચાલ દીકરા, બાહાર જવાના કપડાં બદલી આવ, તેટલાં હું નાહતો તૈયાર કરૂં!

**લીમજી**—વારૂં માયજી-ઓય કપડાં બદલીને આંઉછ!.

[ લીમજી અંદર જાય છે. બચાંમાંય જવા કરેછ, તેટલાં બાહાર ઘોડો તુફાન કરીને નાહાસવાનો આવાજ સમજી બારીએથી જોઇને બુમ પાડે છે. ]

**બચાંમાય**—ઓ ફકીરજી જુવોતો, પેલો ઘોડો કેવો મહતાન થઇ, કોઈ બઇરાને લઇ આણીજ તરફ દોડતો આવે ?.

**ફકીરજી**—( જોઇને. ) અરરર! આય પોરી ઓય પડીને મરી જાવાની! એને કેમબી કરીને બચાવવી જોઇએ!.

( ઉતાવલમાં દોડી જાય છે. બાહાર માનસનાં પડી જવાનો અવાજ થાય છે. )

**બચાંમાય**—ઓ માયરે! કેવી ઝીખાઇ ગઇજો. કોઇ દોડોરે! ( દોડી જાય છે. થોડેવારે બંન્ને જણાં ફ્રેનીને લઈ આવે છે. )

**ફ્રેની**—( દુખથી કલસ્વાતાં ) ઓ! માહરા હાથમાં પેંન થાયછ! કોઈ ડોક્ટરને બોલાવો?

બચાંમાય—દીકરી ઘભરાતી રખે ! (ફકીરજીને) ફકીરજી દોડોની તો ! આપણાં લીમને તેડોનીતો ! (ફકીરજી જાય છે) દીકરી નાંખીહ ! જીભરૂં માહરો ડાકટર દીકરો હમણાં ઘરમાંજછે, ઓય આવહે !

ફરેની—થેંક્સ ! હું તમારી ઘણી આભારી થવસ ! (ફકીરજી સાથે ડૉકટર લીમ બેગ લઇ દોડી આવે છે.)

લીમજી—બાનુ ના ઘભરાવો ! હું ડોકટર છેઉં ! મને તપાસવા દેવો ! હું હમણાં તમુંને વેલ કરસ ! (હાથ તપાસીને) તમારા હાથની કોણીતું હાડકું મોરચાયુંછ ! હમણાં બેસાડી દઇ નરમ પાડસ ! (બચાંમાયને) માયજી, એવણુ માટે થોડુ થડું દુધ લાવો ! દુધ પીસો તો હુશીયારી આવસે-ફેર નરમ પડશે ! (બચાં માંય જાય છે. ડોકટર ફ્રેનીના હાથે બાંધવા બેન્ડેજ કાઢે છે.)

ફકીરજી—માં, બીહતી નાહ ! હું બાહાર જઇને તમારો ઘોડો જોઇ આંઉ ! નખોદ ગીયો ઉભેલો છે કે વટેણાં વાવી ગીએલો ! (ફકીરજી જાય છે.)

ફરેની—ડોકતર, હું તમારી કેવી આભારી છેઉં ? ઘણીજ વખતસર તમારી મદદ મલી ગેઈ ! નહિંતો મારૂં શું થતે ? (હાથ દેખાડી.) ઓ. અરે. અંહિ "પેન" થાયછ !.

લીમજી—ફીકર નાં કરો. જરા હિંમ્મત પકડો !.(કોણી સરખી કરી દવા લગાડી પાટો બાંધતાં) હવે તમુંને આરામ થશે ! થોડા દાહાડા હાથને ઝોલીમાંજ રાખવો પડશે !.

ફરેની—હવે જરા મને આરામ લાગેછ ! હું તમારો ફરી ફરીથી ઉપકાર માતુંછ, તમે ઘણી કિંમતી મદદ આપીછ !

લીમજી—હાજતમંદને મદદ કરવી એ હમારી ફરજ છે ! તમે મનમાં નાં આસકાવો ! મેં ફરજ ઉપરાંત કશું કીધું નથી !. (ડોકટર પોતાનો સાંમાન બેગમાં ગોઠવે છે, ફરેની તેને જુવે છે)

ફરેની—(બાજુ) શીખેલો-ડોકટર-ને કેટલો બધો નમાંનો ? કેટલો ખુબસુરત ને કેવો લાયક ? (બચાંમાય દુધ લઇને આવે છે.)

**બચાંમાંચ**—લે દીકરી આ તાજું દુધ પીજા, કે ઉહીયારી આવે ને દુઃખ બધું દફે થાય !

**ફ્રેની**—લાવોજી ! (દુધ પીને) માફ કરજોજી !

(ફકીરજી ચાબકો લઇ આવે છે.)

**ફકીરજી**—લે-માં આ તારો ચાબકો તીફા પડેલો મયલો ! પણ હેતાનજાદો ઘોડો નાહિ જે છુટેલો તે કાઇથી ધરતાં ધરાયો નીહ !

**ફ્રેની**—હું તમારી ઘણીજ અહેસાનમંદ થઇછજી ! તમેજ મને આજે મરતાં બચાવી !

**ફકીરજી**—એમાં મેં હું મોટો વાઘ માર્યો ? એક બાઇ મનીખને ધાહતીમાં આવી પડેલી જોઇને, તીનેહ નીહ બચાવ્યે એવાં હું અમે હીચકારા ઊંતા ?

**ફ્રેની**—જો હવે રજા આપો તો હું જવસજી ! મારાં મ'માં પપા ફીકરમંદ થતાં હોસે ?

**લીમજી**—તમુંને કશી હરકત નહિ હોય તો હું તમુંને તમારા બંગલાવેર પોંહચાડી જવસ ! પણ તમે રેહવોચ કાંહ ?

**ફ્રેની**—"ઓ આઇ-સી" હું હજી તમોને માહરી ઓલખાણ આપતાં ભૂલી ગેઇ ! માંફ કરશોજી ?. માહરા પપા સર જસુંખાં હાલ સુરત મધે લાઇન્સમાં રોઝી વીલામાં ઉતરેલા છે ! મારૂં નામ ફ્રેની છેજી !

**લીમજી**—(અજબ થઇ) તમે સર જસુંખાંનાં બેટી ? હું તમારી ઓળખાન માટે મને નસીબવંત સમજુંછ ! તમે થોબજો–હું હમણાં ડ્રેસ કરીને તમારી સાથે આઉંછ !

**ફકીરજી**—(બાજુમાં લઇ જઇ) જા દીકરા, વેહલો કપડાં પેહરીને આવ ! (બંન્ને જણાં જાય છે.)

**બચાંમાંચ**—કેમ માં ? હવે હારી પખે તો છેની ? ચાલ માં તુંને મારો ડાકટર દીકરો અનીધિક વખતે મલી ગંયેલો, તે બહુ હારૂં થીએલું જો !

**ફ્રેની**—હું તેવણુની ને તમારી ઘણી આભારી થઇછજી !

**બચાંમાંચ**—ઘડી ઘડી આભારના ભાર ના ચહડાવ માં ! એતો દરેક મનીખની ફરજ છે–તેમાં પાડ હાના ને આભાર હાંના ? ભલે આવતી જતી રેહજે ને સુખી રેહજે !

(સર જમુખાં ને લેડી પરીચેહેર ઉતાવળમાં આવે છે. બીજી બાજુથી ધરડા ફકીરજીને જોઇ સુગાઇને મગરૂરીથી પુછેછ.)

**સર જમુખાં**—વૅલ ધરડા, આય ઘેરનો માલેક કોણ સુવોચ ?

**ફરેની**—(દોડી જઇને) મમા-પપા ! મને તો આજે ખુદાએજ બચાવી ! એવોની મદદથી આજે હું સલામત રહી !

**પરીચેહેર**—(ફ્રેનીને પાસામાં લઇ.) ઓ. ડીયર ! ડીયર ! તારો ઘોડો વગર સ્વારીએ દોડી આવેલો જોઈ હમો તો હેબતીજ ગીયાં ! તેવાંજ તુરતજ મોટરમાં આય તરફ આયાં ને તપાસ કરતાં હમોને ખબર મલી કે તુંને એકસીડંટ થયોચ, અને આયજ ઘેરમાં તુંને લાવવામાં આવી છે.

**ફરેની**—મમાં, હું આય ભલા ગ્રહસ્થ અને તેવણુના આય ધણીયાણીની આભારી છેઉં ! એવોએજ મને ઘોડાપરથી પડેલી ઉઠાવી, અતરે લાવી મારી માવજત કીધી ! નહિતો મારૂં મોહતજ નિપજતે.

**સર જમુંખાં**—વેલ ધરડા, તેં મારી દીકરીની માવજત કીધી ? ઠીક કામ બજાવ્યું !

**ફરેની**—મમાં એવણુનો મારી તરફથી આભાર માનોનીતો ?

**પરીચેહર**—તેનું થઇ રહેસે ! ડોસા, તારૂં નાંમ શું ?

**ફકીરજી**—તમારા આય હેવકનું નાંમ ફકીરો ને આ બચાં માહરી બઇરી થાતી છેજી.

(બચાંમાંય દુરથી ઓવરણાં લેય છે.)

**પરીચેહેર**—(સુગાઇને) હંઅ ? હોસે ! તમે બેઉએ માહરી બેટી માટે તકલીફ ઉઠાવી ? ઠીક કીધું ! (ફરી જાય છે. ફ્રેની નારાજ થાય છે).

**ફરેની**—મમાં, એવણુનાં બેટા પાસ થયલા ડૉક્ટર છે જો ! તેવણે માહરી સારવાર ઘણીજ કાલજીથી કીધીછ !

**પરીચેહેર**—વેલ, તેનું થઇ રહેસે ! હમણાંતો ચાલો.

**ફરેની**—મમાં, મને ડૉક્ટરને મલવુંજ જોઇએ ! તેવણુનો આભાર મારે માંનવોજ જોઇએ !

જમ્સુંખાં—ફ્રેની, ચાલો ! ખોટી નાં થાવો ! ( ફકીરજીને ) એઇ, આય માહરો કાર્ડ તારા દીકરાને આપજે, ને બીલ મોકલજે ! ( ભપકામાં કાર્ડ આપી ચાલવા માંડે છે. ફકીરો તેઓને રોકે છે. )

ફકીરજી—મુંરબ્બી હાબ, એમાં બી હાંનાં ને તેનાં વાલ વટેનાં હાંના ? ! એ તો ઇનહાન જાતની ફરજ ઉતી ને તે બજાવી !

બચાંમાંય—મરૂંરે મરૂં, તમારા પરથી ! બાપા જરા બેહો તો ખરા ! મોટાબાઇ ! ઇફ્રા આ કોચ ખુરહીપર બેહો મરૂં !

જમ્સુખાં—( સુગાઇને ) છટ, ફૂટ, કેટલી બધી ધુલ ? બેસીયે તો કપડાં અગલી હેલ થાય ! જાવ યુ !

ફકીરજી—લ્યો હાબ નુછી નાંખતો છું ! ( રૂમાલથી સાફ કરે છે )

બચાંમાંય—જી તમો મોટાં લોક પડયાં તે હેતંરનજીને તકીયા ઉપર બેહવાની આદત ઓહે ! પણ અંહિ કાંહથી લાવીએ મરૂં ?

પરીચેહેર—દોસાં, મુગાં ગગડો ! મુંવાં માથું ખાઇ ચાલ્યાં ! ડીયર ફરેની, ચાલો વેકો "મેક-હેરટ".

( ફ્રેની બચાંમાંયને કોરી કરે છે. સર તથા લેડી સુગાય છે. )

બચાંમાંય—હધાવ દીકરી ! ઘણી ઘણી હુખી રહીને લાબી જીંદગી ભોગવજે મરૂં ! જો માહરી દુવાથી જાંહ જાય તાંહ અહતી રમતીજ રહેજે માં !

ફકીરજી—મુંરબ્બી બાઇ હાબ ને મોટા હેઠ હધાવો ! તમારાં પગલાંથી હમોને મોટું માંન મયલું છે !

જમ્સુંખાં—વેલ વેલ ઠીક છે ? 'નાઉ લેટ અસ ગો' !

( બંને જણા તુંદાઇથી જાય છે, ફ્રેની અહેસાંન ભરી નજરે પાછું ફરી જોતી જાય છે. )

ફકીરજી—બચાં, પોરી કેવી નમાંની-ભોલી ને લાયકીવાલી છે ?

બચાંમાંય—હા ને માંયબાપ કેટલાં તોછડાં-મગરૂર ને છાલકાં છે ?.

ફકીરજી—આ પોરી જેને ઘેરે જાહે તેનાં ઘેરનો ચેરાગ હદા રોહન બનાવી હોભાવહે ! ભલાઇથી હઘલાને હપોવહે !

( લીમ તૈયાર થઇને આવે છે. )

લીમજી—માયજી, પેલાં લેડી કાંહ છે ?

બચાંમાંય—દીકરા તેને તો તેનાં માંયબાપ હોધતાં આવેલાં, ને દોડા દોડી કરીને પોરીને ખેંચીજ ગીએલાં !

લીમજી—મને કાંય નહિ તેડયો ? હું કપડાં બદલવાનાં મુકી દોડી આવતે !

ફકીરજી—દીકરા, એનાં માંયબાપ એટલીતો હુલાહુલમાં પડેલાં કે હેજ વાત પણ કીધેલી નીહ કે બે-ઘડી બેઠાં નીહ !

લીમજી—માહરે માટે કંઇ બોલ્યાતાં કે ?

બચાંમાંય—તેનાં તુંમાખી માયબાપતો ઉપકારનો એકબી હરફ નીહ બોલેલાં ! પણ પોરીની બલાઇ હું કેહું ? તેને જરા થઇ જાવા નીહ ગમેલું ! પણ હું કરે ? જાતાં જાતાં તુંને દુવા કહેલી !

લીમજી—બસ ! બીજું કંઇજ કહ્યું નહિ ?

ફકીરજી—કંઈજ નહિ ! બીજું હું કીયે ? (લીમજીને) પણ પોયરા, એમં હું કરે ? એટલો અકરાય હાનો ?

લીમજી—મને કસું કહ્યા વગર ગીયાં ? તાલેવંતાં-તુંમાખી તોરીલાં ?

બચાંમાંય—ગીયાંતો બલા-ગેઇ ! તું મરં હાનો વિચાર કરે દીકરા ?

લીમજી—મારો વિચાર ? શું કેહું ? કંઇ નહિ માંયજી; તમે જાવો નાસ્તાંની તૈયારી કરો.

બચાંમાંય—ઓ-હારે-મરં.

ફકીરજી—(લીમને દિલગીર જોઇ) એ આજે દીકરો લીમ એમ હું કરતો ઓહે ?

બચાંમાંય—ખદાય જાણે કે એને હું ઓહે? (બંન્ને અંદર જાય છે.)

લીમજી—ગેઇ ! માહરો ખ્યાલ તોડી ગેઇ-હવાઇ સ્વપનો આપી ચાલી ગેઇ.

આયણુ ૨ જું.

ડા. લીમજી—

દિલનું દિલ ફોરીગઇ, આપી દિલમાં આસ;
સ્વપના સમ ચોરીગઇ, સુદ્ધ બુદ્ધ મારી ખાસ.
દિલમાં સલગી છે મને ભારી,
આશા પિયારી, ચાહું જીગરમાં એ નારી,—

દિલદારી કિસમતમાં એ મારી,
દિલ હરતારી, મુર્તિ તારી, ચાહું આ દિલ જીતનારી.—
નિચ ઉંચ નહિ પ્રેમજુગે, સમજે એક સમાન;
દેતાં દિલ નહિ ખ્યાલ સુઝે, સરજત હાથ સુકાન.
ગમતી તનમનમાં મને પ્યારી,
તન મન ગમતી-છે પિયારી.—આશા પિયારી.



## અંક ૧ લો—દેખાવ ૨ જો.

( સુરતમાં ડૉકટર લીમતું દવાખાંનું. )

કમપાંઉન્ડર—સોરા દીન ઓર રાત કામ-કામ ઓર કામ ! સોનેકા પુરસદ નહિ ઓર બયઠનેકા બખત નહિ ! જો ડૉકટર થોડા ફોરચ્યુનેટ રેહતા હય, ઉસકા ઘરાકબી બહોત બહોત હોતા હય !. ન તો ઉસકો પુરસદ ઓર ન હમકો લીઝર ! જબ દેખો તબ લેડીઝ એન્ડ જેન્ટલમેન આતા હય ! સોબહી બીમાર. મગર મુહપરસે કોઇ નહિ દિખતા ! આની ફોરચ્યુનેટ ડૉકટર કે ઘરકો જો એક વખત આતા હય વો હમેસાં આયાહી કરતા હય !.

( ડાલી ઘભરાટમા દાખલ થાય છે. )

ડાલી—મરે મુવાં આંય શાં કોટક ? ગાલ્લીમાંથી ઉતરી ત્યારનો મુવો કોઇ ચકરમ જેવો પારસી માહરી પૂઠે લાગેચ ! મુવો તો જબરો નફ્ટ ! દંમ ભરાવના મેં ડોરા કહાડીઆ તો ટોપી ઉતારીને સલામ કરવા લાગો! મરે બીહીકબી લાગેચ ! સારૂં થયું કે દવાખાંનું બી આની લાગું ! ( કમપાંઉન્ડરને ) કમપાં-ઉન્ડર, ડૉકટર અંન્દર હય ?

કમપાંઉન્ડર—બયઠો બાઇ ! તુંમ બયઠકે એ પેપર બાંચો, ડૉકટર દુસરે પેસન્ટકે સાથ કનશલ-ટેસન કરતા હય ! હમ તુમકો બોલાયગા- તોબ જાનાં !

ડાલી—સારૂં થયું કે ડૉકટર રોકાયલા છે ! જે વખત ગીયો તે ઠીક !

( નર્સ લેઈ બાજુએ બેસે છે. લવજી ધરપચમાં દાખલ થાય છે. )

લવજી—જેને કમબખતીએ ઘેર્યો હોય, તે ડોકટરને ઘેરે પગ મુકે ! છતાં જ્યારે અંદાનેજ બદબખતીએ ઘેર્યો તો ચાલ્યો અહિ આયો ! ( ડાલીને જોઈને ) એસ્કયુઝમી લેડી ! મેં તમુંને જોયાં નહિ તેથી કંઈ બબડી ગયો !

ડાલી—( ધબરાઈને બાજુએ ) મરે, મુવો અહિંબી આયો ?.

લવજી—એસ્કયુઝ મી ! માહરી સ્હેજબી પરવા નાં કરતાં ! માફ કરજો તમુંને હરકત કીધીચ—

ડાલી—( બીજાજથી ) મીસટર, ડૉકટરને મળવું હોય તો અંન્દર જાવો !

લવજી—( બાજુ ) આય આપુને બેરવવા માંગેછ હું ! ( મોટે ) બાંતું અંદરનાં કરતાં મને અંહિની હવા ઘણી માફક આવેચ !

ડાલી—( બાજુ ) કોહુંજ નહિ આપું એટલે ધરણુ પોતાની મેળેજ છુટસે !

લવજી—(મોટે) એસ્કયુઝ મી લેડી. આએ તમારી સુરત તે સુરતજ છે જો!

ડાલી—શું કહ્યું ?

લવજી—આઈ-મીન, કે આપરૂં સુરત શહેર તે સુરતજ છે જો ! લાખો મહેલોનાં મેહમારોનું ગોયા સંગ્રહસ્થાન ! મને તો લાગેચ કે તમામ જુનાં પુરાણાં શહેરોએ પોતપોતાનાં અલંકારો જાણે આય સુરત નગરીને પેહરાવી દીધાંછ! જાણે સમજો કે ખાંન-દેશની ખાંનદાંની ! હૈદરાબાદની હયરાંની ! દોલતાબાદની દોલત! લંકાનીલાકી–કેટલું કેટલું સરખાઈમાં સરખાવું ?

ડાલી—( બાજુ ) મરે, આય કારાંમાંય ટાહેલું ક્યારે પતસે ?

લવજી—બાંતું વખત પોતાનું કામ કર્યો જશે ! તમે માનો યા ના માંનો પણ જરૂરજ માનસો ! કેમકે લડાઈઓ ઉપર ચોપડીઓ લખાઈ છે, તેને માટે કાયદા ઠરેલા છે, પણ મોહબતના ફેલા-વાનો પાર નથી ! ! વારતા–નાટક–કવિતા ગમે તેટલી વાંચસો, પણ મોહબતનો દરિયાવ એવો તો ગંજાવર છે, કે તેની હદજ નથી ! તેમાં દરેક જણુ પોતપોતાની નવી અકકલ વાપરેછ! એક તરફ પ્યાર—તો બીજી તરફ માયબાપની ધાકનો કિનારો

હાજર છે ! અનેક આશા-નિરાશાનાં બુરજો અને વિચારોની દિવાદાંડીઓ, પોતાની મતલબની નિશાનીઓ બતાવતી રહેછ, પણ પ્રેમનાં હલેસાં કઇ બાજુ હલાવવાં એજ સમજ નથી પડતું !

ડાલી—( મીરડાઇને ) મીસટર બી કવાઇટ ! કોઇ તમુંને પુછતું નથી વટારતું નથી, તે છતાં અમથું માથું શાના ખાઓછ ?

લવજી—( નગીને ) એતો હું માહરો અનુભવ દરસાઉંછ ! તે કરતાં વધારે ખુલાસાથી બોલું તો—

ડાલી—( બાજું ) એ મેલું જલદી પીટે તેમ નથી ! ( કમપાંઉડર આવે છે ) વેલ કમપાઉંડર ડાકટરકો લીઝર તો છયની ?

કમપાંઉડર—હાં, ચલો બાઈ !

લવજી—ડીયર બાનું ચાલો ત્યારે તો આપરે સાથેજ જઇએ !

ડાલી—( આંગ ઉપર ધરીને ) રૂડ ફેલો, લોકોની વાતમાં માથું મારવું એ અહરથાઇ તરીકાથી તદન વેગલું છે !

લવજી—( નમીને ) છતાં પણ હું તમારી સાથ જેન્ટલમેનલી વરતસ ! ચાલોજી !

કમપાંઉડર—( લવજીને અટકાવીને ) એ'રે, શેઠ તુમ બયઠો ! ઓપણુ એ બાઇકો બુલાને આયા ! (ડાલી ને કમપાંઉડર જાય છે.)

લવજી—અરરર, મેં આય સું કીધું ? મારૂં કેવું મીઠું મધ જેવું બાયેલું એને જરાબી નહિ ગમયું ?

## ગાયણ ૩ જું.

લવજી—

ગઇ તોર દાર-દિલ કરતી ખ્વાર-ખેંચી દિલનેરે.
આ મારા દિલનેરે.—
ખૂબ કરી દમામ, દમ આપી તમામ, કીધો જખમ,
દિલે તે જુઓ.—
અરે ભાઇ કીધો જખમ.દિલે તે જુઓ.—
મીઠાં મધની જબાન, સર્વ કદની જુવાન, ચિતમન સુદ્ધ ખોઇ.
આ ભારીછે પ્રિત, બુરી રીત, આહોજીત, એમાંનીત,
વેચી દિલનેરે.—

અરે પણ હાંજે હું અહિં આયો શું કામ ? ડૉકટરને ને મારે શું સ્નાંન સૂતક ? ( સામેથી–ડાલીને આવતાં જોઇને)

આહાઃ ! મારાં મનની સુરતિતો પાછી આવી ?( ડાલીને ) આલ્લો મીસ, તમારાં રોશન દીદાર ફરીથી જોઇ આય દિલ પીસ પીસ થઈ ગીયુંચ(વાંકો વળી ' બાઉ ' કરે છે.)

ડાલી—( હસતાં ) મી. તમારી લાહેરીનો લવારોજ કરશો કે સાધી વાત કરશો ? કેમજી, તમુંને શું છે ? કંઈ પેટમાં ચુંકો બુકો ચાલેછ કે ? એમ મરડઇ મોરડઇ શાનાં જાવોછ ?

લવજી—નહિજી, ચુકો તો નહિ પણ જાલીમ-દિલની બેચેની, બેકરારી, ભેજાંની ખામી, અકકલની જુદાઇ વિગેરે તમાંમ આજાણોએ બદનની ખાનાંખરાબી કરી મુકીછ, તેથી—

ડાલી—( અટકાવીને ) મી. બસકરો તમારી લતરાજી ! ( હસે છે ).

લવજી—હાજી-હાજી-મીયાં બીબી રાજી તો કયા કરે કાકાજી ?. બ્યુટી-ફુલ બાનું, મેં તો માહરૂં કારણ જણાવ્યું હવે તમે તમારૂં કારણ જણાવો. હું ધારૂંછ કે તમે સારી પેઠે નહિ હોસો તેથીજ અહિં ડૉકટરને ત્યાં આવેલા લોગોચ, ખરૂંની ?

ડાલી—( હસતાં ) હાજી, જરા દિલની બેચેની ને માંથાંનાં દુખાશનો ઇલાજ સોધવા આવીછ. ( શરમાય છે. )

લવજી—( બાજુ ) સ્ટીમર બારામાં આવી ! ( મોટે ) તમે ઘણું વાજબી બોલ્યાં ! આજકાલ જાંહ જોઉંછ તાંહાં જુવાન છોકરા છોકરી દિલની બેચેનીની દવા માંગેછ ! એ શું હોસે?

ડાલી—( શરમાતી ) જી-તે હું શું જાણું ?

લવજી—બાંનું, હું તમોને મુંબારકબાદી આપુંછ ! કેમકે એકજ જાતનો રોગ આપુને બેઉને લાગોછ ! બી હેપી !

( સેકહેન્ડ મારે હાથ લંબાવે છે. ડાલી શરમાઇને હાથ આપે છે.

( સ્વગત ) લંગર લાગું !

ડાલી—જી, તમારો ધંધો શું છે ?

લવજી—ભાષણ કરવાનો ! બાનું હું ઘણું ફટાદાર ભાષણ કરી જાણુંછ ! જાણે એમજ સમજો કે હાલમાં તમે ભાગા તથા-

વની ભીંત આગલ મારૂં ભાષણ સમજવાં ઉભાંછ ! (ભાષણ કરે છે.) બ્યુટીફુલ બાનું, એક ઓડાની બઇરી સાગે લગન કરવાથી આપરે કંઇ અગરગચ્ચા થતા નથી ! ભવિષની બઇરી ચતુર હોય તે ઠીક નહિ, તેની હુશીયારીને લીધે માટી-ડાઓને બેઠા મપારા ઝીલવા પડેછ ! બઇરી ભણેલી ગણેલી હોસે તો હમેસાં ચોપડીમાં માથું ખોસીને બેસસે; નાટક, સીનેમાં જોવા દોડસે, ન્યુસપેપર ને ચોપાન્યાંમાં લખણો કરશે. મરદોમાં બેફીકર-પણે ભેલ્લાશે, અને લાજ શરમ છોડી દેશે ! પછી બધાજ બૈઇરીની સલ્લાહ લેશે, ને ડાલા માટીડાઓને નાહસી જવું પડશે !

( ડાલી પોતાની જગે કમપાંઉડરને ઉભો રાખી છટકી જાય છે ! લવજી ભાષણ કર્યો જાય છે. )

બા, આપુને તો કોઇ ભણેલી ગણેલી બઇરી નથી જોઇની ! મારી કે તમારી મમઇ બપઇ અભ્યાસ કરી કેળવાયલી નહિ હતી ! તેઓની ચાલચલ્લણ કેટલી સારી ને નમીહત લેવા લાયક હતી ?. તેથીજ હું તમુંને બલામણ કરૂંછ, બાનું તમે જો કેથે, એનગેજ થશો તો-તો મારીજ સાથે થશો, એવું મને વચન આપો ? ( ગુડણે પડી વચન માટે હાથ લંબાવે છે ! કમપાઉન્ડર હાથ ઝટકાવી નાંખે છે. )

કમપાઉન્ડર—ચેરે એનગેજ, એનગેજ કયા કરતા હય ? તુમકો ડૉક્ટરકુ જો મીલનાં હોતો જાવ, નહિ તો ડૉકટર દુશરા પેશન્ટકે સાથ એનગેજ હોયગા !

લવજી—( આજુબાજુ જોઇ ) અરરર, બાગ દોર છુટી ગઇ ! મોહસ-મોકાંન ! પેલું પતગ્યું તો ઉડી ગીયું ? પણ રીકર નહી, પાછલ જઇ તેનું ઘેરતો જોઈ લેઉં ?

( ઉતાવલમાં દોડી જાય છે ! કમપાઉન્ડર તેની પછાલ હસતો જાય છે )

——:o:——

## અંક ૧ લો—દેખાવ ૩ જો.

સ્થળ—રાંદેર-દોરાબજી વજીફદારનું મકાન.

[ હીરાંબાઇ સીવતાં બેઠાં છે, ડાલી બાહરથી આવે છે. ]

હીરાંબાઇ—કાંય દીકરી જઇ આવી ?

ડાલી—હા, ફુઇમાય હમણાંજ આવી ! ખા. બા. રતનશાહનો એકકો શેહેરમાંજ મલ્યો, તેમાં બેસાડી તેવણ મને અહિં લાયા.

હીરાંબાઇ—ચાલો ઠીક થયું ! ખુદા એવણેને સલામત રાખે ! આપરા આવા બારીક વખતમાં જો એવણની મદદ નહિ હોતે તો કોણ જાણે શું નું શું થતે ! પણ— ( વીચારમાં પડે છે.)

ડાલી—કેમ ફુઇજી, બોલતાં અટકી ગીયાં ? શું વિચાર કરોછ ?

હીરાંબાઇ—વિચાર ? શહેરાંનાં લગનનો !

ડાલી—( અજબ થઇ ) શહેરાંનાં લગન ? ફુઇજી, તમે શહેરાંનાં લગનનો વિચાર કયારે કીધો ?

હીરાંબાઇ—દીકરી કાલેજ એનાં બાપ વાત લાયા કે હવે ત્રણ મહિનાંની અંદર શહેરાંના લગન ખાનબાહાદુર રતનશાહની સાથે થઇ જશે !

ડાલી—ખા. બા. રતનશાહની સાથે ? ફુઇમાંય, તમે એ શું કરોછ ? જાણે ગામમાં જુવાંન છોકરાઓ મલતાંજ નહીં હોય તેમ આત્રા અઢોર સાથે કાંય પરણાવોછ ?

હીરાંબાઇ—દીકરી આસરે છ વરષની વાતપર હમારા ઘેરપર એકાએક આફ્‌ત આવી હતી, તે વખતે એજ રતનશાહે હમોને અનિધિક વખતે મદદ કીધી હતી, અને તે વખતે ઉપકારનાં બદલામાં ખુદ શહેરાંએ પોતે તેવણ સાથે પરણવાનું વચન આપ્યું હતું !.

ડાલી—તે ગમે તેમ હોય ! પણ ઉપકાર ફેરવવાનાં રસ્તા ઘણાએ છે ! માફ કરજો ફુઇમાંય-પણ તમારી ઉપર કીધેલા ઉપકારનાં બદલામાં તમે તમારી જુવાંન દીકરીનો ભોગ આપોછ, તે જોઇ ખુદાબી રાજી નહી થશે ! એવાં લગન કદીબી સુખી નહીં નીવડશે !

### ગાયણ ૪ થું.

**ડાલી**— કરમાવેછે જીંદગાનીને પ્યાર વિના કાયા—કરમાવેછે.
કંઇ; કન્જોડાંપર, વિતયાં અતિ દુ:ખ, સહયાં જીગર ન જાન;
સંસાર ધુળે, રોળી બન્યા દિલે, જીવનનું ખોયું ભાન;
પછીથી આવે સઘળું જ્ઞાન.—કરમાવેછે.
વિના જીગરમન, મળે શું પથ્થર ?, જીગર વિનાનું જાન;
સંસાર અંગે, દિલદારી સંગે, જીવનતું આછે સુકાન;
જીવનનો સુનો છે સંસાર.—કરમાવેછે.

**હીરાંબાઇ**—અરેરે ! મુઇ આવડી આટલી દુકતીઓપણ કેવી શિખામણ આપેછ ?

**ડાલી**—ફુઇજી શહેરાંપર દયા કરો. કદાચ તે તમારે ખાતર તેવણને કબુલ કરશે, પણ તેનો સંસાર સુખી તો નીવડશેજ નહી !

**દોરાબજી**—( અંદરથી ) ચાલો વેકોન્ગાડી જલદી તૈયાર કરો, નહિ તો ટ્રેન ઉપડી જશે !

**હીરાંબાઇ**—( અંદર જોઇ ) જો દીકરી સાંમજેથી તાહરા ફુવા પેલા રતનશાહની સાથે અંહિજ આવેછ ! વરી કંઇ ચીરડાયલા હોય એમ લાગેછ !
( દોરાબજી ધાંધલ કરતા દાખલ થાય છે. પાછલ રતનશાહ આવે છે. )

**દોરાબજી**—ઘેરનાં તમાંમ નોકરો આળસુ થઇ ગીયાંચ-કોઇ પોતાની જગેથી ખસતુંજ નથી !

**હીરાંબાઇ**—દોરાબજી, જરા ધીરા પડો ! ઉતાવલ કરી ઘઘૂબર નાં મચાવો !

**દોરાબજી**—ધીરો પડું ? અરે ફરેસ્તાના જેવી ધીરજ કાંહાંથી લાઉં ? ધધુખર નહી મચાઉં તો ઘેરથી નીકળતાં રાત થશે ! ( અંદરથી શહેરાંના ગાવાનો અવાજ સમજીને ) આહા, આએ મીઠા ગલ જેનો હલક માહરાં મનને તાજગી

આપેછ ! ખુદા મારાં આય એકપુરાં રોશન ચેરાગને સદા સુખી રાખજે ! એનાં જેવી તાબેદાર-નમાની-ને સદગુણી છોકરી આખાં ગામમાં નહિ હોસે !

હીરાંબાઇ—તે માટે આપણે ખા. બા. રતનશાહના આભારી છઇએ ! એવણુની મેહરબાનીથીજ મારી દીકરીને કેળવણી મલીછ !

દારાબજી—હીરાં-ડાલી તમે લોક અંદર જાવો ! મારે જરા રતનશાહ સાથે વાત કરવીછ. ( બંને જાય છે, ) કેમ રતનશાહ, હવે તમારો શું વિચાર ?

રતનશાહ—( ગંભીર થઇ ) દારાબજીબા હું નહિ ધારતો કે તમારા ધારવા મુજબ બને ?

દારાબજી—એટલે ? તમે શું નથી ધારતા ? કાંય નહિ બને ?

રતનશાહ—શહેરાં-કદી મારી બઇરી થઇ શકશે નહિ !

દારાબજી—એમ બોલવાનું કંઇ કારણ ? શું, તમે મને પડતીમાં મદદ કરી મારી કંગાલ્યતમાંથી નથી બચાવ્યો ? જ્યારે મારાં તમામ ખેતર પાદર માંગનારાઓ કબજે કરવા આયા ત્યારે તમેજ મને તેઓનાં હાથમાંથી બંચાવ્યો હતો અને તે વખતે શહેરાં શું કબુલ નહિ થઇ હતી કે "તે તમારી ધણીયાણી થશે ? અને તે પછી તમેજ તેને વધુ કેળવણી લેવા તમારે ખરચે મુંબઇ મોકલી, કે જેથી મોડે વેહલે તે તમારે ઘેર લાયકની બાનું થાય ?

રતનશાહ—તે બધું ખરૂં છે ! તે વખતે શહેરાં ફક્ત તેર ચઉદ વર્ષની હતી ને હું ચાલીસ વર્ષનો હતો ! આજે જ્યારે શહેરાં છ વર્ષ પછી ભણીગણીને પાછી ફરીછ ત્યારે હું જુવાનીમાંથી ઢલી ઘડપણ તરફ વલ્યોચ. જ્યારે મેં આશાનો પ્યાલો મારા હોઠ તરફ ધરીયો તેજ વખતે બીજાએ તે ઝુંટવી લીધો !

દારાબજી—રતનશાહ શેઠ, તમે એ શું બોલોછ ? મને કંઇ સમજ પડતી નથી ?

રતનશાહ—જે દિવસે તમે પેલા જુવાન અરદેસરને ડુબતો બચાવી-તમારાં ઘેરમાં લાવી તેની સારવાર કીધી, તેજ દિવસથી

મેં શહેરાંની આંખમાં ફરક પડતાં જોયોચ. હું જોઇ શકુંચ કે બંન્ને જુવાંન જીગર એકમેક તરફ મોહબત ધરાવેછ ! બંન્ને જણાં જોશદાર જુસ્સાથી વાતો કરેછ અને એકમેકને મલેછ-ભેટેછ ! આય બધા દેખાવ ઉપરથી હું જાણુંછ કે તેનું પરિણામ શું આવશે ?

દોરાબજી—(ટેબલપરથી અવસ્તાની ચોપડી લઇને) જુવો આય પાક અવસ્તાંની કેતાબ છે ! જેને હું રોજ મારા ખુદા તરફની યાદમાં ભણી તેનાં તરફની વફાદારી અંતકરણમાં જાળવુંછ ! અગરજો મારી બેટી શહેરાં પોતાનાં બોલથી ફરશે તો મને મારાં વચનની યાદ આયજ પવિત્ર કેતાબ આપશે !

રતનશાહ—દોરાબજી બા, જ્યારે હૈયું અંતકરણમાંથી બોલેછ ત્યારે તમામ અવાજ બેહેરા બનેછ !

દોરાબજી—પણ વચન તે વચનજ રેહશે ! (હાથ ચોળતાં) જો માહરી દીકરી પોતાનું વચન તોડશે તો હું તેણીને ઘેરથી સદાની નીવારી મુંકશ. હું કેવાં પથ્થરનાં હૈયાંનો એક વચની છેઉં તે તમેં જાણોછ? જે હું બોલુંછ તેજ બજાઉંછ ! રતનશાહ શેઠ, આજથી ત્રણ માસની અંદર મારી શહેરાં તમારી ઘણીયાની થશે !

શહેરાં—(અંદરથી) માયજી, હું હમણાં બાવાજીને મલીને આઉંછ !

રતનશાહ—દોરાબજી, હવે અખાડા કરી જજો ! જુવો, શહેરાં અહિંજ આવેછ ! મેહરબાની કરી મારા શક માટેનો એકુબી હરફ કાઢતાનાં !

દોરાબજી—ઠીક છે, જોઇશું !

(શહેરાં દાખલ થાય છે.)

શહેરાં—બાવાજી, આય માહરૂં લેંટર છે તે જતાં જતાં પોસ્ટ કરશો ?

દોરાબજી—લાવ દીકરા ! બીજું કંઈ કહેવુંછ ? (બતાવીને) જો દીકરી, આય આપણા ખેરખાહ ખા. બા. રતનશાહ ઉભાછ !

શહેરાં—સાહેબજી રતનશાહ શેઠ ! (દુરથી ડોકું કરે છે.)

દોરાબજી—દીકરી એવણુનો આભાર માની સેકહેંન્ડ કર ! એક સદ-

ગુણી અને પ્રમાણિક છોકરીની એ ફરજ છે.

શહેરાં—(સેકહેંન્ડ કરીને) એવણુનાં આભારમાં આપણે સદાનાં દબાયલાં છઇએ! (હીરાંબાઇ તથા ડાલી આવે છે) માયજી મેં પેલું બાવાને આપવા બનાવેલું લીસ્ટ કાંહ મુકયુંછ ?

હીરાંબાંઇ—કોણ જાણે? જો દીકરી તારા 'બેગ' માંજ હોસે! સોધીને આપી દે, ને જોઇતી ચીજ મંગાવી લે! (શહેરાં એક બાજુ બેસી બેગમાં કાગળ સોધે છે.)

રતનશાહ—(બાજુ-દોરાબજીને) દોરાબજીઆ, આય તમારી ભોલી નિરદોષ દીકરી સાથે માયાલુ પણે વરતજો!

દોરાબજી—જરૂર!

શહેરાં—(લીસ્ટનું કાગળ આપતાં) બાવાજી, આટલી ચીજો જરૂર લેતા આવજો!

રતનશાહ—(કાગજ તથા પેકેટ આપતાં) અને આય માહરાં કાગજો તથા અનાજના સેમ્પલો માહરી પેહડીપર મારા આડત્યાને હાથોહાથ પોંહચાડવાની મહેરબાની કરજો!

દોરાબજી—સારૂં સાહેબ, જરૂર પોંહચાડશ? હું શહેરમાં પગ મુકતાંજ બધાનાં કામો બજાવને આવશ! (યાદ કરી) અરે-પણ હાજો! હું તદનજ ભુલી ગીયો! હજી મને અરદેશર મલ્યો નથી! એની તબીયત આજે કેમ છે?

શહેરાં—હવે તો તેવણુ તદદન સારી પેઠે છે!

દોરાબજી—સારો થવોજ જોઇએ! એક મહીનો થવા આયો એ આપણી સારવારમાં છે!

શહેરાં—(ગલામાં હાથ નાંખી) પણ બાવાજી, એવણુ કેટલા બધા ડેન્જરમાં હતાં તે જાણોછની? (રતનશાહ જાય છે.)

દોરાબજી—હવે એ હરામ હાડકાં રાખી અહિં પડયો પાથરીઓ પડી રહે એ ઠીક નહિ! દીકરી આપુને લોકલાજનો ડર કરંવાનો છે, માટે એને સનસારો કરજે કે હવે એ અહિંથી જલદીથી પોતાને મુકામે સીધારે.

(દોરાબજી શહેરાંનાં કપાલપર કીસ કરી જાય છે. સાથે

હીરાંબાઇ-ડાલી પણ જાય છે. )

**શાહેરાં**—સારૂં થયું કે બાવા મારો ભેદ મારા ચહેરા પરથી પારખી નથી શકયા? ખુદા તું મદદ કરજે !

ગાયણુ ૫ મું.

નિત્ય જીગર જીવનમાં, સજન પ્રેમની હરતી, મન બળતાં;
મન તલપે દિલ બાળી; જીગરમાં મન આગળ ધરતાં,
યાદે ગણુતાં યાદે બળતાં.—
દિલ દીધું દિલદાર ગણીને, દિલ ઠરે નહિ ઠરતાં
શરમ હયા દિલમાંથી, બની અંધ,પર જનને જઇને મળતાં.-
રહ્યું જીમર વિન, કાબુ પરાધિન, પરદિલને દિલનું ગણુતાં;
જીગર જ્યોત જુવાની પરાધિન, તન મનને અરપણુ કરતાં.-

( શહેરાં જાય છે. બીજી બાજુથી માંકો બમતુંને લઇને આવે છે.)

**માંકો**—તમે પુછોછ તે આજ ઘર ! ને જે નદી માટે પુછોછ તે આલી હામે દેખાય તેજ !

**બમનું**—હંઅ ! એજ પેલી તાપી નદી કે, જે ઠેકાણે મારા શેઠ એક માસપર ડુબી જતા બચેલા ?

**માંકો**—હઉએ ( ડાલી આવે છે ) બાઇ હાબ, જોવોને એવણુ-કોણુને માટે પૂછતા છે. ( માંકો જાય છે. )

**ડાલી**—( બમનુંને ) તમે કોણુને પુછોછ ?

**બમનું**—મારા નામવર શેઠને માટે બાઇ ?

**ડાલી**—તમારા નામવર શેઠ કીયા ?

**બમનું**—તમારે તાંહ. પડીંગો માંડી રહેલા, એક ઉમરાવ ખાંનદાનનાં સાહેબજાદાને માટે પુછુંછજી !

**ડાલી**—અહિં કોઇ નામદાર કે નામવર રેહતું નથી ! તમે ભૂલતા હોસો ? બીજીગમ તપાસ કરો !

**બમનું**—બાઇ, જુવો મારી પાસે તેવણુનાં હાથનું લખેલું આય સરનામાં સાથનું કાગલ છે ! (વાંચીને ) શેઠ દોરાબજી વજીફદારનું મકાન આયજની ?

ડાલી—હા !

બમનું—ત્યારે તો બાઇજી, આયજતે ગામ ! આયજતે મકાન ! આયજ પેલી દેખાયછ તે નદી! અને અહિજ તે બેરોનેટ જસુખાનાં બેટા અરદેસરજી વસેછ ! તેમને માટે આય એક અગતનું કાગળ હાથે જાતે આપવાની મને તાકીદ છે.

ડાલી—શું મી. અરદેશર એક બેરોનેટનાં બેટા ? ને તેવણ હમારાં ગરીબ છાપરાં હેઠલ ?

બમનું—હાજી, એવણુજ ભવિષનાં વારેસ સર જસુખાં થશે ! ત્યારે બાઇ મને હવે તેવણુની મુલાકાત કરાવી આપશો તો મેહરબાની થશે !

ડાલી—( બતાવીને ) જુઓ, પેલા સામેનાં આરડામાં તેવણ તમુને મલસે ! (બમનું જાય છે. ડાલી વિચારમા) આએ અરદેશર એક બેરોનેટનાં બેટા ? અને તે શહેરાં સાથે પ્યારમા ? હું તેવોનાં ચેનચાળા પરથી જોઇ શકુંછ કે તેઓ એકમેકનાં પ્યારમાં છે!. હા,જો શહેરાં પેલા રતનશાહનાં વચનથી છુટી થાય તો જરૂરજ લૅડી શહેરબાનું બની દરજ્જે ચહડશે ! ગાડી ઘોડે ફરસે અને રાજ કરસે ! (થોભીને) જો હું શહેરાંની જગે હોઉં તો શું કરૂં ? તો જેને હું ચાહતી હોઉં તેનીજ સાથે લગન કરૂં ને બીજાની દોલત-પર થુંકુમી નહિ! ( જવા કરેછ તેટલાં લવજીને આવતો જોઇને ) એ આય સાંમએથી કોણ આવેછ ? અરે એ તો પેલો દવાખાનાંમાં ઘુસી આયોતો તેજ ! મરે કેટલો હિંમતવાંન ? અહિબી આવ્યો ! એબી ઠીક છે ! શહેરાંનાં કામમાં કદાચ એજ રમતા પંચીની મદદ લેવી પડશે !

( લવજી વિચીત્ર રીતે દાખલ થાય છે )

એઇ મી. ચાલ્યા કાંહાં ?

લવજી—જાંહનાં તાંહ ! બાંનું તમે જાંહ ઉઆંછ તાહનાં તાંહજ થોભી જજો ! ( નાટકી ઢબથી ) આહાહાહા.

"છે ખુદરતની ખુબસુરતી દીઠી મેં આજ,
તે જીંદગીભર ભુલું નહી-દીલખુશ નવાજ."

ડાલી—કેટલું વિચીત્ર પ્રાણી ?

લવજી—બાનું-તમે જાણોછ હું શું ચાહુંછ? બોલો જોઉં મને શાની ચાહ છે? અને કહો હું ચાહ કેમ મેલવી શકું?

ડાલી—ચુલ્હાપર કીટલી ભરી પાણી મુકો-ચાહે થઇ જશે! પણ તમારૂં નામ શું?

લવજી—આય તમારા તાબેદાર સેવક ગુલામ ખાકસારનું નાંમ લવજી! કોઇ મને "લવલી" કેહેછ ને કોઇતો વરી "લવલેસ" કહેછ! તમે નહિ માનસો લોકો મને જરા ભેજાનો ચક્રમ માંનેછ.

ડાલી—હવે હું સમજી! ને આય ડૉલી વજીફદાર પણ કહી શકશે કે! તમે ચક્રમ જેવા લાગોચ!

લવજી—તમારૂં નામ ડૉલી? ખરેખર તમે માહરી સીધી નજરમાં ખુશકારક ડૉલી જેવાંજ લાગોચ.

ડાલી—બસ કરો તમારો બકબકારો, ચાલો તમે અહિં શું કામ આયાછ!

લવજી—ત્રણ કારણસર! એક તો મારા ફ્રેન્ડ મી. અરદેશરને મલવા! બીજું તો, એક મેનાં માહરાં હાથમાંથી ઉડી ગેઇછ તેને સોધવા અને ત્રીજુંતો પેલા જાન બચાવવામાં મશહુર થયલા દિલાવર દિલનાં દોરાબજી વજીફદારની નામનાં સાંભલી તેમને જોવા આયોછ!

ડાલી—ઓ, તાહરે તમે મારા ફુવાજીને મલવા આયાછ? તમે ઘણે મોહડે સાંભલ્યું હોસે કે દોરાબજીઆએ ઘણુંઓની જીંદગી બંચાવીછ! પણ કોઇની જીંદગી વેચેલી સાંભળીછ?

લવજી—નહિ! શું-કોઇને વેચીઆી નાંખ્યુંછ? કોણને?

ડાલી—તેવણની દીકરીનેજ! મારા ફુઇની દીકરી શહેરાંને!

લવજી—પણ તેવણે એમ કાંય કીધું?

ડાલી—કારણ કે આજે છ વરષની વાતપર મારા ફુવાજીનાં પઇસા મુંબઇની જાણીતી કરેડીટ બેંન્ક ભાગતાં તેમાં જતા રહ્યા, તે વખતે તેવણનાં ખેતર પાદર વેચાઇ જવાની અણીપર હતાં, ત્યારે જાણીતા શેઠ ખાંનબાહાદુર રતનશાહે એવણને મદદ કરી બચાવ્યા! એ ખાંનબાહાદુરને તો તમે ઓલખતા હોસોજ?

લવજી—હાજી! સુરતનાં એ નગર શેઠને વળી કોણ નહિ આળખે? પણ ત્યારે એ ખુદાની એમાં કંઇ મતલબ હોવી જોઇએ!

ડાલી—જ્યારે મારા ફુવા પડતીમાંથી બંચ્યા, ત્યારે રતનશાહનો આભાર કેમ વાલ્યે તે પુછ્યું ?

લવજી—બસ બસ, મને એ ઉંદરનો વાસ કહારનો આવી ચુકોછ ! હવે સમજ્યો ! રતનશાહ શેહેરાં પાસે જઇ મીઠી મીઠી વાત કરેછ ! પોતાનાં પૈસા ટકા અને મોહટાઇનું અંજન આંજેછ ! અને પેલી નિરદોષ બુચી કમસમજે તેને પરણવાનું વચન આપેછ ! એમજ કેની ?

ડાલી—હા ! એમજ.

લવજી--પણુ વારૂં શહેરાં તે ઉજબખને ચાહેછ ખરી કે ?

ડાલી—બીલકુલ નહિ ! તેણી બીજાજ તરફ ચાહ ધરાવેછ, અને તે હમો પામી ગીયાંછ !

લવજી—ઓ-આઇ-સી હવે મને સમજ પડી, ત્યારે કેથી એમ વાત છે ? પણુ આય સાંમણે ઉભાછ તે કોણુ જેન્ટલમેન છે ?

ડાલી—હમારા ઘેરમાંનાં એક પરોણું !

લવજી—એવણુનું નામ ?

ડાલી—તેવણુ અહિંજ આવેછ ! તમોજ તેવણુને પુછો-ને ઓળખો ?
(ડૉલી જાય છે.)

લવજી—( ઓળખીને ) ઓલ્લો ! એતો ભવિષ્યનો હિરો ! લડાઇનો સરદારી! મારો ફ્રેંન્ડ અરદેસર છે ? ( અદી આવે છે તેની સાંમણે ઘેલાં ગાંડાં કરીને ) આ પ્યારની લડાઇનાં દેવતા ?

અરદેશર—હલ્લો ! કોણુ-લવજી ?

લવજી—હા દોસ્ત!

અરદેશર—પણુ તું અહી કાંહથી આયો કેમ આયો ?

લવજી—ઘણી સેહલાઇથી, માહરી હંમેશની રીતીથી ખુદાઇ પ્રીતથી દોશતીનાં હકથી? એકદમ ખેંચાઇ આયોછ પણુ તમે અહિં કેમ ધાઇ પડયાછ ?

અરદેશર—હું થોડા દાહાડા આસાયશ લેવા આય તરફ મારા ફ્રેન્ડનાં બંગલામાં ઉતરેલો હતો ! એક દિવસે આય પાસેની નદીને કિનારે ફરતાં મારો પગ સરી ગીયો અને હું ઉંધે મસતકે નદિમાં પડી ડુબવા લાગો !

લવજી—ખુદા તારી મદદા ?

અરદેશર—તેટલાં આય 'ઘેરનાં માલેક મી. દોરાબજીએ મને ડુબતાં બચાવી બાહાર કાહાડયો અને અહિં લાવી મારી ચાંપતી સારવાર કીધી? તે દિવસથી હું તેવણુનોજ પરોણો થઇ રહોછ ?

લવજી—દોસ્ત તું જબરો લકી છે? પણ ચાલ આપણે કંઇ ધંધાના વાત કર્યે ? દોસ્ત મેં તુને શીકાર કરવામાં ઘણી મદદ કીધેલી છે? તો હવે તું મને મારો શીકાર પકડવામાં મદદ કર ?

અરદેશર—ઘણી ખુશીથી.

લવજી—જોની દોસ્ત, આખરે હવે હું તો છેલ્લામાં છેલ્લી રીતે છેલ્લામાં છેલ્લી અબલા સાથે, જોતાં સમેત એકદમ, પેહલીજ નજરે પ્યારમાં પડયોછ ?

અરદેશર—ઓહો તે તે વરી એવી કોણ છે ?

લવજી—આય ઘેરમાં રેહતી પેલી ડાલી વજીફદાર !

અરદેશર—તે માટે હું તુંને ભાગ્યશાળી ગણું છું !

લવજી—ત્યારે તો બીરાદર અહિં આવ ! (બાજુ લઇ જઇને) હવે તું મારૂં એક કામ કર ! હું આય ડૉલી સાથે પ્યારમાં પડયોછ તેમાં મદદ કરવા તું એકદમ પેલી શહેરાંનાં પ્યારમાં પડી જા કે હું તુને મદદ કરૂં ! વચમાંની નડતળ દુર કરી તારૂં ને મારૂં કામ પાર કરૂં ! (શહેરાંનો અવાજ આવે છે) "તમે મી૦ અરદેશરને કેથે જોયોછ કે ?"

અરદેશર—લવજી જો સાંબેથી શહેરાં અહીંજ આવે છે! આજ સુધી મે તેણી આગલ માહરા માય બાપનાં અમીરી ખાનદાન વિષે કશું જાહેર કીધુ નથી અને મને સદા અરદેશર તરીકેજ ઓલખે છે; વાસ્તે તુંબી અહીં મને સાધરણ માણસજ ગણજે !

લવજી—દોસ્ત હું તારા કહ્યા મુજબ બાજી સંભાલી લેવશ !
(શહેરાં હાથમાં ફુલની બાસ્કેટ લઇ આવે છે)

**અરદેશર**—મીસ શહેરાં, આય માહારા પુરાણાં દોસ્ત સાથે તમારી ઓલખાંન કરાવવા માંગુછ ! એવણ મી૦ લવજી લાહેર ! ( લવજી નમે છે. )

**શહેરાં**—તમારા દોસ્ત તરીકે ખુશીથી આવકાર આપુંછ ! શકહેન્ડ કરે છે.

**લવજી** – મીસ શહેરાં હું મી૦ અદીનો ઘણો જુનો પુરાણો સુરખ દોસ્તમાનો એક છેઉ ! ( નમન કરે છે, રતનશાહ આવી દુરથી જુવે છે. )

**શહેરાં**—( બટન આપતાં ) માહરી તરફથી આય ફુલ તમને ભેટ કરૂંછ ! બોલો હવે તમે શું કહોછ ?

**લવજી**— હું કશુ બોલી શકતો નથી ! તમારી મહેરબાનીની કરમ બક્ષેસથી તદન મુગો થઇ ગીયોછ !

**શહેરાં** ( અદીના દગલામાં બટન કરતાં ) કેમજી તમુને આય મહારૂ બનાંવેલુ બટન ગમશે કે ?

**અરદેશર**—થેંક્સ ! ઘણીજ ખુશીથી

**રતનશાહ**—(આગલ આવીને) શહેરાં તમે એવોને નવાજયાં? શું હવે મારે માટે ખ્યાલ વટીક નહીં કરશો?

**શહેરાં**—(શરમાતાં) મે તમુને જોયતા નહીજી? તમુંને તો હું આય તમામ ફુલપાંનની બાસકેટ ભેટ કરૂંછ? (શેહરાં ખાલી બાસકેટ આપે છે. રતનશાહ તેમાં ખાલી પાંતરા જોઇ નિરાશ થાય છે.)

**રતનશાહ**—(ખાલી પાંતરાં હાથમાં લઇને) માહરી આંશાની નીશાની શું માત્ર આએ પાંતરામાં સમાઇછ? ફુલ વગરનાં ખાલી કરમાયલાં પાંદડા મ.રે નશીબે? (નિરાશ બની બાસકેટ સાથે ચાલી જાયઁ છે)

**લવજી**—(રતનશાહને જતો જોઈ) એ તો આશાના કરમમાં આડું ને જાંહ જાય તાંહ ખાતરતું ગાડું !

**અરદેશર**—ચાલ દોસ્ત હવે આપણે બે ઘડી આપણી વાતો કરીએ મીસ શહેરાં જો તમારી રજા હોય તો મી૦ લવજી ને માહરા રૂમમાં લઇ જાંઉ?

**શહેરાં**—એવણને ખોહવા માટે દીલગીર છેઉ.

લવજી—વહાલાં જાનુ તમે ધીરજ ધરી ધરો આપણે જલદીથીજ નવા રંગ રૂપમાં મલશુ (અદીની સાથે લવજી અંદર જાય છે.)

આનંદ કંદ.

ચિત ચોરચોર કોરી જીગર સલગાવે
લલચાવે તન આ ખાલી જીગર ભરમાવે.
તન પ્રાણુ ભાન અભીમાન શાન ખોઇ દીધું.
દિલ કાણુ ખોઈ દઇ ભુલી વચન મન લીધું.
મન વશ અપાર ચાહીને દિલજ જયાં દીધું
નહિ આવે જરાએ યાદ કઅસઆં પીધું;
મન પાક રહે હરઆંન. દિલ ભરમાવે.—લલચાવે

(ગાયણુ પછી શહેરાં જાય છે. અને એક બાજુથી ડાલી અને બીજી બાજુથી લવજી દાખલ થાય છે.)

ડાલી—(અટકાવીને) થોભો જરા થોભી જાવો।

લવજી—મધુરી મેનાં-મને શું કેહવોછ !

ડાલી— નોનસન્સ જેવું ના બોલો ! જુવો તમે આપેલું વચન પાલજો, શહેરાંને તેના વચનમાંથી છોડવવાનું ભુલતા ના !

લવજી—હું અન્તર ઘડી જઇને રતનશાહને મલુંછ ! તે હમણાંજ અહીંથી ચોબરો ચહડાવીને ચાલી ગયોછ ! જો તેના જીગરમાં માસનું હઇડું હોશે તો હું તેને જીંદગીનાં છેડાવેર કુમારો રહેવા સમજાવશ અને તે માટે હું એટલો તો ખાતરી પુરવક છેઉં કે જેટલો આય મારી સાંમએની ખુબસુરત મુરતિ ની હાજરી માટે છેઉં ।

ડાલી—યાદ રાખજો ! તમે તમારૂં વચન પાલજો. (ડોલી જાય છે. લવજી તેની પાછલ દોડી અટકી જાય છે.)

લવજી—કોઇ માનો યા નાં માનો, પણુ જે દિવસે આય પંખેરૂં જનમ્યું હોસે તે દહાડો આખા વરસમાં સઉથી વધુ ખુશનુમા હોવો જોઇ ! ઓ મારા પ્યારની સુરતી ! મારા કીસમતની કિસતી ! મારા પંખેરાં ! માહરી મોહબતની સીડી, શેમ્પો ને જુલ્પેટ ! ઓ પ્યારનાં ફરેસ્તાના

દરેક જુસ્સાઓ તમુને શાંત કરવા શું કરવું જોઈએ ? એ મોહબત વંતા જીગરને કંગાલ્યત અને શયતાનનાં હાથમાંથી બંચાવવા જોઈએ ! ( અંદર નજર કરી ) એ તેજ શયતાંન આવી રહયોછ ! વરસાદનાં અંધકારમાં પ્રકાશતો સેતારો આવી રહયોછ. ( રતનશાહ આવેછ તેને અટકાવીને ) મીસ્ટર મને રજા છે ખુદને ઓલખાવવાની ? ( નમે છે) ત્યારે મને કેહવા દેવો કે આપ તમારો સેવક લવજી લાહેરના નામથી મશહુર છે !

રતનશાહ—તમારા જેવા ઇનસાનને ઓલખવા માટે ખુશી છુઉં !

લવજી—ત્યારે હવે આપરે વેપારની વાત કરયે. તમુને તમારા ભવિષ્યનાં વેપારની ખસ્તે ખુહારીથી બચાવવા હું અહીં આયો છું, તો મને રોકયા વીનાં સાંભલશો–તેપર ગોર કરશો ને તે પર અમલ કરશો, તે પર દરયાફ્ત કરશો !

રતનશાહ—તમે કોઈ વિચીત્ર માણુસ જણાવોછ ? વારૂં ભાઈ આગલ બોલો શું કેહવોચ ?

લવજી—સમજો ત્યારે ! કોઇ તાલેવંત જાગીરદાર એક ગરીબ બાપને ખસતે ખુહાર થતો બચાવેછ, અને તેની છોકરી સાથે લગંન કરવા પોતાની દોલતનો થોડો ભાગ તેને મદદમાં આપેછ ! શાને માટે ? પઈસા આપી બછરી લેવા ! હવે સમજયા ?

રતનશાહ—સ્હેજ પડછાયો જણાવા માંડયો, પછી ?

લવજી—તેટલાં એક જુવાનીઓ વગર ફોકટનો નદીમાં જઈને પડેછ ! કમનસીબે તેજ છોકરીનો બાપ તેને બહાર કહાડેછ ! તેની બેટી તે જુવાનની માવજત કરે છે ! બીમાર ચુંચી આંખે પેલીની ખુબસુરતી જોઇ પ્યારમાં પડેછ, જેથી મોહબતનાં ફરેસ્તાનો તીર બંનેનાં જીગરમાં બરપા થાયછ ! બસ ચિતારાનો ચિતાર સંપુરણ થયો હવે સમજયાં ?

રતનશાહ—મીસ્ટર તમે ઘણીજ શાએરીથી હકીકત વરણી શકોછ ! પણ હવે તમે કહેવા શું માગોછ ?

લવજી—એટલુંજ કે-ડેનજર સીગનલ જણાવા છતાં આગલ વધવું એ તમારે માટે સલામતી ભરયું નથી. ખા. બા. રતન શાહ તમારે માટે હવે એકજ રસ્તો છે! ગમેતો પેલા જુવાન્યા સાથે લઢો યા ચેલેંજ મુકો! તેને બહાર કાઢો યા તમે પાછા હટો!

રતનશાહ—હું વિચાર કરી તેપર અમલ કરસ!

(ડાલી આવીને દુર ઉભી રહે છે.)

લવજી—હવે એક મરદને છાજતું બોલ્યા! કહો હવે ફાઇટ કયારે શરૂ થશે?

રતનશાહ—(ચાલતાં) આયજ ધડીએ. જરાએ ઢીલ વગર (જાય છે.)

લવજી—(રતનશાહ જાય છે તેને) લઢાઇનાં મેદાનનો સીપેહ સાલાર ચાલ્યો! પ્યારના મંદીરનો દરબાંન ચાલ્યો (હસે છે.)

ડાલી—(પાછલથી લવજીને છાપટ મારીને) શાબાસ! બોલ પાલ્યો!

લવજી—તમારી શહેરાં હવે છુટી થશે ને ડીયર તું સદાની બંધણ જશે. કેમજી વચનનું બંધન તો હવે તોડશો નહિં ને? યાદ રાખજો! ભુલતાં નાં! તમારૂં જીગર, તમારો હાથ યા બન્ને!

ડાલી—જો તમુંને એમાં મોજ મલતી હોય તો મારો હાથ તમારા માંથાપર જરૂર રાખસ! (હાથ ઉપર કરે છે.)

લવજી—ઘણી ખુશીથી! તે મને ગમશે! જોઉં કેવી રીતે? (ડાલીનો હાથ પોતાનાં માંથાપર મુકાવે છે) હા, હવે ઠીક! જરા મારાં માંથાપર બેઠો હાથ મુકજો! (કમરમાંથી પકડી ચુમી લે છે.)

ડાલી—આહ કેમ એવી હિમ્મત કરોછ?

ગાયન ૭ મું

ડાલી— નહીં ચાહું દિલદારી તારી, હું જુઠા પ્યારની.—
હું ભોલી દિલની નારી, નહિ સમજું દિલની યારી,
ગણું નીચ વાતને અકારી.—હાં તારા જુઠા પ્યારની.

લવજી— મળે નાર મને જો સારી,-કરૂં પ્રેમ પ્રિત નિવારી ..
કરૂં નીત નેક દીલદારી.—તારા જુદા પ્યારની.

ડાહી— છું નાજુક દિલની નારી, નહી સમજણ મુજમાં ભારી
કરૂં સંગ નેકની યારી.—તારા જુદા પ્યારની.

( બન્ને જુદી જુદી તરફ જાય છે. )



## અંક પહેલો—દેખાવ ચોથો.

( સુરતમાં ડોકટર લીમનું દવાખાનું. )

લીમજી—કમપાઉન્ડર ?

કમપાઉન્ડર—આયા સાબ !

લીમજી—દેખો, ટપાલ આયા હય ?

કમપાઉન્ડર—અચ્છા સાબ ! ( જાય છે. )

લીમજી—ચાલુ ધરાકીને લીધે ઘેરે જવાતું નથી ! આજે એક અઠવા ડીયું થયું માય બાપનું એકબી કાગળ આયું નથી ! રખે તેઓની તબીયત ના દુરસ્ત હોય ? હવે તેઓના વળતાં પાણીછે એટલે માહરે ખુબ તકેદારી રાખવી જોઇએ ! માહરાં ગરીબ માય બાપ છંચે ઇંચ એક ગામડીયન ટાઇપનાં છે ! પણ કેટલાં ભોલા-ભલાં અને માયાળુ છે ? માહરા માયજી મને ઠર પડેલો જોવા રાત ને દિસ ઇંનતેજાર રહે છે, પણ હું તેવણનું મન સુન્યું થવા દેતો નથી ! તેમાં હું શું કરૂં ! માહરૂં જીગર એક એવી સુંદરીએ ચોરીયુંછે કે તેનાં જેવીનો " પ્યાર " મેલવવો એ આસમાંન સાથ હાથ લગાડવા જેવું છે ! સર જમુખાંની બેટી ? એક ઉમરાવ બાપની ખાંનદાની બેટી માહરા જેવા ગામડીયાની બાનુ થઇ શકે ? બો એ વિચારજ મને બેચેન કરનારો છે !

( કમપાઉન્ડર આવે છે. )

કમપાઉન્ડર—સાબ ! બો એક કાગજ હય ! બાકી સારા બોડા બોડા છાપા હય ! ( આપીને જાય છે. )

લીમજી—( કાગળ ઉખેડતાં ) અક્ષર માયજીનાં લાગેછ ! જોઉં-કંઇ સાંરાંજ સમાચાર હોસે ! ( વાંચે છે. )

" સદા સુખી નેકનાંમ વાહલા બેટા લીમજી.

લી૦ તાહરાં માય બાપની ઘણી ઘણી દુવા સલામ ને જી નરાઇ હોજો. તું અમારો સપુત જી નરાઇ ભર્યો, સદા સુખી ને આસુદો રેહજે મરૂં. દીકરાજી તમે હવે દાહરે વારેના થયા તેથી ભવિષને માટે કંઇ જનમની પાર બાંધવાનો વિચાર કરજો. આશા છે કે આપરે તાંહ આવી ગીએલા સર જસુખાં સાથે તાહરી મુંલાકાત થઇ હોસે ! જો તેમ હોય તો તેમની જીભરૂ દીકરી ફ્રેની માને માહરી ઘણી ઘણી દુવા કેહજે; ને તાહરી પર થોડાંક મરઘાં બટકાં ને ઇંડાં ને તરકારી મોકલીંચ તે તેમની પર ભેટ મોકલાવજે મરૂં ! સુખી રેહજે ને માય બાપની ઘડપણની લાકડી સદા સલામત ને આબાદ રેહજે !

લી૦ તાહરી દુવાગીર વાહલી માવતર બચાંમાંય.

કેવું મીઠું ને દુવાઓથી ભરપુર કાગળ છે ? ઓ માહરાં માંય તમે જાંહ હોવો તાંહાં સુખી રહેજો.

( કમપાઉન્ડર આવે છે. )

કમપાઉન્ડર—સાબ એક બાઇ મીલનેકો આયા હય !

લીમજી—અચ્છા ! અંદર ભેજો ! ( કમપાઉન્ડર જાય છે ) વળી કોઇ સલાહ લેવા આયું હોસે ? આખા દહાડામાં જરા પુરસદ નથી મળતી ! લાવ જરા બે બોલ માયજીપર લખી નાંખુ ? નહિં તો વળી પેશંટોની હાર લંબાસે તો પુરસદ નહિ મલસે.

(લીમજી કાગળ લખવાની તઇયારી કરે છે તેટલાં ફ્રેની દાખલ થાય છે.)

ફ્રેની—( દુરથી ) જોઇએ વળી આય ડોકટર કેવાક છે ? ( આગલ આવે છે ) " ગુડ-મોરનીંગ " ડોકટર ?

લીમજી—( જોઇને ) " ગુડ-મોરનીંગ " ( ઓળખીને ) કોણ મીસ. ફ્રેની જસુખાં ?

ફ્રેની—( તાજુબ થઇ ) તમે ડોકટર લીમજી !

લીમજી—હાજી, તમારો સેવક !

ફ્રેની—તમે આટલા નજદીક રેહવોછો, ને હમુને તમારી ખબરજ નહિં ?

લીમજી—જી તમો મોટાં લોકોને ખુણે પડેલા ડોકટરોની શું ખબર હોય ? બેસોજી .

ફ્રેની—' થેન્કસ ' !

લીમજી—વારૂં મીસ ફ્રેની તમુને કંઇ માહરી " કનશલ-ટેશનની જરૂર પડીજી ?

ફ્રેની—તે દહાડે ઘોડા પરથી પડી જવા પછી હું થોડા દિવસમાં વેલ થઇ ! પણ માહરૂં માથું કંઇ ભારી રહેછ ને કસું ગમતું નથી !

લીમજી—મને " પલ્સ " તપાસવા દેશો ? (જોઇને) તમુને કંઇ રીતનું સીકનેસ જણાતું નથી ! ફકત તાજી સ્વચ્છ હવાના ચેન્જની જરૂર છે ! તેથી ફાયદો થશે !

ફ્રેની—પપા મને કેહતા હતા કે હમો થોડા દિવસમાં માથેરાંન જનાર છઇએ.

લીમજી—ઘણુંજ સારૂં ! માથેરાંનની સ્વચ્છ હવાથી તમોને ઘણો ફાયદો થશે !

ફ્રેની—માહરૂં મન સદા બેચેન રહેછ ! વિચારોથી માહરૂં માંથું ભમેછ !

લીમજી—મને તમારી હકીકત ખુલ્લી કરી જણાવશો કે જેથી હું તેનો કંઇ ઇલાજ કરી શકું !

ફ્રેની—માહરૂં સીકનેસ હુંજ પારખી શકતી નથી તો હું કેહુંગી શું ? (બાજુ) માહરો વિચાર હું કેમ જાહેર કરૂં ?

લીમજી—મીસ ફ્રેની તમે આસકાવોછ ! "બટ નેવર માંઇન્ડ" મને તક મલશે તો હું તમારૂં સીકનેસ રફતે રફતે દુર કરસ ! હું પણ આય સીઝનપર માથેરાંન જનારછું ! તાંહ જો રજા આપશો તો મુલાકાત લેવસ ! અને તે માટે હું મને ભાગ્યશાળી ગણુસ ! આજેજ માહરાં માયજીનું કાગલ આયુંછ તેમાં તેવણ તમુંને ઘણી ઘણી દુવા સાલામ લખેછ !

ફ્રેની—તમારાં મંમાં કેવા ભલાં છે ? ખાસ કરી તેવણ જેવાં ભોલાં

ગામડયા મને ઘણાંજ પંસદ છે ! માહરી પણ દવા લખજો, ને બને તો તેવણુનેબી મેથેરાંન તેડજો !.

લીમજી—તેવણુ દર સીઝનમાં માહરી સાથે ચેન્જપર આવેછ ! તેવણુ વગર હું કદી કેથે જતો નથી !.

ફ્રેની—ડૉકટર તમે કેવા તાબેદાર સપુત છેવો ? હવે મને રજા આપસો ને કંઇ દવા લખી આપસો?

લીમજી—તમુને દવાની કંઇજ જરૂર નથી ! ચેન્જ અને "લવલી", કંપની જોઇએ ! તેજ તમારૂં તમામ દુ:ખ ને બેચેની દુર કરશે.

ફ્રેની—જો તમે મેથેરાંનમાં હમારી સાથે 'જોઇન' થશો તો હું ધારૂંછ કે મને સારી કંપની મલશે !

લીમજી—તે માટે હું મને મોટું માંન મલેલું સમજશ ! હું રગબી હોટેલમાં ઉતારો લેવશ ! બનસે તેમ તમોને મલસ !

ફ્રેની—ફોરચ્યુનેટ ! હમો પણ એજ હોટેલમાં ઉતરનાર છઇએ, ત્યારે આપણે ઘણાં ઘણાં કનેકશનમાં આવશું ! હમારો ઉપડવાનો દિવસ હું તમોને જણાવસ તેટલાં સાહેબજી !.

લીમજી—( સેકહેંન્ડ કરતાં ) સાહેબજી મીસ ફ્રેની ! આજનો તમારી મુલકાતનું જે મને માંન મલ્યુછ તે માટે હું માહરાં મોટાં ભાગ્ય સમજુંછ ! ( ફ્રેની જાય છે, તેને જતી જોઇને) લકી ફેલો ! જેમ હું એને ચાહુંછ તેમ એ મને ચાહતી હોસેકે? જો એમ બને તો માહરા જેવો સુખી કોણ?

ગાયન ૮ મુ.

દિલમાં અસર કરીને, દિલચોર જીગરની ચાલી,
પામું જો એવી નારી, આશા મને એ વ્હાલી.—

ઉમ્મિદ ફલે જો સારી, ચાહું જીગરને યારી
રૂબથીજ આશા મારી, આશાનો મુજ તું વાલી.—

દિલતો થયું દિવાનું, ખોયું તે-જે-જવાનું,
તનમન થયુ દિવાનું, આશા ફળે એ વ્હાલી.—

(જાયછે)

## અંક પહેલો—દેખાવ ૫ મો

### રાંદેર-હેરાબજીનું મકાન

( ડલી બારીએ ટીંગઇને રૂમાલ કરેછે, હીરાંબઇ દાખલ થઇને જોય છે. )

**હીરાંબઇ**—ડાલી એ કોણ જાયછ? તું કોણ સાથે વાત કરીતીતી?

**ડાલી**—ફુઇજી, એતો આપરા અરદેશરનાં ફ્રેંન્ડ મી० લવજી લાહેર હતા તેવણ સાથે વાત કરતી હતી.

**હીરાંબઇ**—વારૂં દીકરી, તું મને શું કેહવા માંગતી હતી?

**ડાલી**—આજે ફુવાજીએ શહેરાંને કહ્યું કે મી० અરદેસર હવે અહિંથી જલદી જાયતો સારૂં. તે વખતે તમે શહેરાંનાં ચેહરામાં કંઇ ફેરફાર જોયોતો વારૂં?

**હીરાંબઇ**—(ગભરાઇને) નહી! માહરી દીકરીને શું છે? કંઇ સીક બીક તો નથીની?

**ડાલી**—ફુઇજી, આપણી શહેરાંનાં ચહેરાંમાં દિકાસ અને બીહીકની લાગણી ખુલ્લી જણાયછ! શહેરાં મી. અરદેસર તરફ દિલ ધરાવેછ એ ખુલ્લું જણાયછ!

**હીરાંબઇ**—શું માહરી દીકરી અરદેશરને ચાહેછ?

**ડાલી**—ફુઇમાય જુવો શહેરા અહિંજ આવેછ, તેની સાથે દયાથી વરતજો!

**હીરાંબઇ**—વારૂં તું જા! (ડાલી જાય છે. શહેરાં આવે છે) દીકરી અંહિ આવ! માહરી પાસે બેસ! બચપણમાં તું માહરી પાસે બંન્દગી કરવા જેમ બેસતી હતી તેમ બેસ, (શહેરાં પાસે બેસે છે) દીકરી દુન્યાંમાં ઘણુાક કેહશે કે "હું તુંને ચાહુંછ" પણ કોઇમી માવતર જેવો પ્યાર ધરાવસે નહિ! ધણી દોસ્ત યા સંગાઓ પોતાનો ચાહ દરશાવશે પણ માય જેવી માયા કોઇમી ધરાવી શકશે નહિ! તું તારી માયપર શું ભરોસો નથી રાખતી?

શાહેરાં— (ઓસકાતાં) માયજી હું કદી તમો તરફ અવિશ્વાસુ થઇગ્ય કે હવે થવસ ?

હીરાંબઇ—તારી આંખો કહેછ દીકરી કે તારૂં જીગર હવે પોતાની માયપર ભરોસો રાખતું નથી !

શાહેરાં—માયજી, મને ખુલ્લું દરસાવો ?

હીરાંબઇ—શાહેરાં, તહારીપર ભૃરોસો રાખવામાં હું મુરખ બની ! ખરૂં કેહેઉં તો આંધલી બની ! તારા સાચ્ચાં લોહીનાં વચન પર, હું નભરવસ રહી. હું ધારતી હતી કે તું રતન-શાહને લગનમાં હાથ આપવાનું વચન પાલશે ! પણ હવે મારી આંખો ખુહલી થઇછ. મેં તારી ખાનગી વાત જાણીછ.

શાહેરાં—(વલગી પડીને) માયજી મને બચાઓ ! હવે ઘણું મોડું થયુંછ.

હીરાંબઇ—ત્હારા આય બોલનો અરથ ? શાહેરાં, સાથું ઉંચકી મારી આંખ તરફ જોઇને બોલ ?

શાહેરાં— (કગલીને) માયજી ! !

હીરાંબઇ—આય તારી આંખો કેહેછ કે તું તારાં વચનને પ્રમાણિક રહી નથી ! હવે મને સમજ પડીછ; આય છોકરો અર-દેસર કોઇ સારો માણુસ નથી !

[illegible]હેરાં—માયજી, તમે ભુલોછ –

[illegible]રાંબઇ—( તેને અટકાવતાં ) ચુપ, હવે તુને તારો બચાવ કરવાની કંઇ જરૂર નથી ! તારા બાપે તેને ડુબતો બચાવી ઘેરમાં આશરો આપ્યો, તેના ઉપકારનાં બદલમાં તેણે તેનીજ દીકરીપર નજર ઉઠાવી ? એકની વચનથી બંધાયલી બઇરીને હુલકાવી મુકી !

શાહેરાં—( ઉસકેરાઇને ) માયજી, તમે તેવણુને જુઠાં બોહતાંનથી તાણાં નાં મારો ! તેવણે પોતાનાં વસવાટ દરમ્યાન મને એકબી પ્યારનો સખુન કદી કહયો નથી કે મારા હાથની ખુલ્લી માંગણી વટીક કીધી નથી !

હીરાંબઇ—ત્યારે તેની તરફ તારી એટલી બંધી લાગણી કાંય ?

શહેરાં—માયજી, હુ કઇ જબાનથી બોલું ? (શરમાતાં) હું તેવણુનાં સહવાસમાં આવી તે દિવસથી મને તેવણુનો અવાજ મીઠો થતો સંભળાયો! તેવણુનાં બોલોમાં મેં ડહાપણ જોયુંછ! હું કહી નહી શકતી કે તેવણુની હાજરી વગર હું કેમ સુખી થઇ શકસ! હવે તેવણુને વીદાય થવાનો વખત આયોછ, ત્યારે મારે મનથી મારી ગમગીનીનાં દાહાડા શરૂ થયાંછ!!

હીરાંબઇ—શું ? તેણે તુંને કદી કહયું નથી કે તે તુને ચાહેછ ?

શહેરાં—કદી નહી! છતાં હું માનુંછ કે તેવણ મનેજ ચાહેછ!

હીરાંબઇ—મારી દીકરી! ગમે તે થાય પણ આપુને આપણા વચનને વળગી રેહવું જોઈએ! હવે એ વાતને ટુંકેથી ડાહામથી જોઇએ. જેમ બને તેમ ટુંકમાં ને ઝડપથી—(અંદર જવા કરેછ-શહેરાં રોકે છે.)

શહેરાં—કાંહાં જાવોછ માયજી?

હીરાંબઇ—તેને કેહવા, કે હવે અમારાં છાપરાંનો આશરો જેમ બને તેમ જલદી છોડી જાય!

શહેરાં—(અટકાવ કરતાં) એ નહી! નહી! માયજી તેને ઘેરની બહાર જવા કેહવાનું કામ માહરીપર છોરો! તમે જો કહેશો તો તેવણનું અપમાંન થશે, અને મારૂં તો મોહતજ થશે!

હીરાંબઇ—શહેરાં, તેને જવા માટે કહેવાની હિમ્મત જો તારાંમાં હોય તો તુંજ કહેજે!

શહેરાં—માહરી પાસે તેવણુને મોકલી આપો! હું વચન આપુંછ કે હું પોતે તેવણુને એકદમ આય ઘેર છોડી જવા જણાવશ!

હીરાંબઇ—(કોટી કરતાં) હવે માહરી ઘેર સોભતી દીકરી ખરી! માય હિમ્મત ધર! તેને અહીંથી નીદાય કર કે આપણે આપણાં વચનને વળગી રહી આપણી મગરૂરી ને ટેક જાળવી શકયે! (જાય છે.)

શહેરાં—હું શું કરવા માંગુંછ? ખુદા તરફથી બક્ષેસ થયલું બેહેસ્તનું સુખ હું હાંકી મેલુંછ? જેને હું હદથી જયાદા ચાહુંછ,

તેનુંજ હું અપમાન કરૂંછ? (થોભીને) નાદાનીમાં આપેલું વચન નિભાવવા ખાતર બે વ્હાલાં નિરદોષ જીગરની મ્હોબતને હું કચડી નાખવા માંગુછ? (હીમ્મતથી) પણ નહી, માહરે આવા નાહિમ્મત ભર્યાં ખ્યાલ ધરાવવા ઘટતા નથી! ઓ તેવણજ આવેછ, ખુદા તું મને હિમ્મત બક્ષ!

અરદેશર—શહેરાં, મને હમણા તમારા માયજીએ કહયું તમે મને મળવા માગોછ?

શહેરાં—(નીચી નજરે) મી૦ અરદેશર હું દિલગીર છેઉં કે તમોને ચેતવણી આપવાની ફરજ માહરે માથે લેવી પડીછ. તમે જેમ બને તેમ આય મકાન હવે જલદીથી છોડી જાવો તો સારૂં!

અરદેશર—(ચોંકીને) હું એકદમ ઘેર છોડી જાઉં? મને જણાવશો કે શાને માટે? માહરો કંઇ વાંક?

શહેરાં—તે માહરે મોહને તમે નહી જાણશો!

અરદેશર—(નજદીક જઈને) શહેરાં, તમે મને જતો જોવા ખુશી થશો?

શહેરાં—(નાહીંમતે) હાજી. જેમ બને તેમ જલદી જશો!

અરદેશર—(વીચાર કરીને) હું જવસ! (હાથ લાંબો કરતાં) મને છેલ્લી સલામ કરવા દેવો! (શહેરાં હાથ આપી ફરી જાય છે. અદી હાથને કીસ કરે છે, શહેરાં નાહિંમત બની ખુરશીપર પડે છે) શહેરાં માહરીપર દયા કર! મને પુછવા દે?

(રતનશાહ આવી બાજુ ઉભો રહી જુએ છે.)

શહેરાં—નહી નહી અદી હવે એક બોલબી નહી! હું માંગી લેઉંછ કે મને છોડી જાઓ! માહરીપર દયા કરો; એકબી વધુ બોલ બોલ્યા વગર અહીંથી જલદીથી સીધારો.

અરદેશર—સબબ કે કારણ વગર માંહરૂં દિલબી કેમ માને? શહેરાં આજ વેર હું ખુલ્લે મોહડે તાહરી આગલ બોલ્યો નથી, પણ આજે કેહુંછ, કે તુંને છોડી જવી એ માહરી જીંદગીની ખુશાલીને તોડી નાંખવા બરાબર છે.

શહેરાં—આખરે તમે મને નાહીંમત કીધી! માહરા ઠેરાવપર મેં પાણી ફેરવ્યું!

અરદેશર—શહેરાં, તું મને માહરી જીંદગી માટેનાં શ્વાસો શ્વાસ જેટલી જરૂરની છે! તું માહરી દીનો દુંન્યાં છે! માહરી ખુશાલી; સુખ દુઃખ તમામ તાહરા હાથમાં છે! તાહરી આંખનો માત્ર ઇશારો યા જબાનમાંથી પડતો બોલ મને દોજખમાં અથવા બેહસ્તમાં પોંહચાડશે! તાહરામાં આવી શકતિ કોણે બક્ષીછ તેની મને ખબર નથી? પણ તે શકતિ તાહરાંમાં છે ને તે હરહમેશાં મોજુદ રહેશે!.

શહેરાં—આવાં બોલોથી તમે મને વધુ દુઃખી કરોછ વાહલા; ઓ નહી મી૦ અરદેશર મને છોડી જાઓ!

(અહી નાચાર થઇ જવા કરેછ, તેટલાં રતનશાહ વચ્ચે આવી તેને અટકાવે છે.)

રતનશાહ—થોભો મી૦ અરદેશર તમુને માહરે બે બોલ કહેવાછ! હું સઘળું જાણુંછ (બંને ચોંકે છે) હું જાણુંછ કે તમે શહેરાંને ચાહોછ ને શહેરાં તમોને ચાહેછ! (શહેરાં બીહે છે તેને) શહેરાં મારેથી ના બીહો! હું એવો માણસ નથી કે જે પોતાનાં સુખ માટે બીજાનું સુખ લુટી લેય! તમારૂં હક્ક્યું હું કદી તોડીશ નહી!

શહેરાં— ઓ મી૦ રતનશાહ તમે કેવા ભલા છેઓ?

રતનશાહ—હું માહરી ફરજ સમજી ફરજ બજાવુંછ! તે થકી ફકત દિલગીર છું, આટલુંજ!

શહેરાં—(નજીક જઇને) તમે કેહવાછ કે હું બધું જાણુંછુ? મને માફ કરો! એવણુને ખબર નથી કે હમો તમારાં આભારનાં બદલા તરીકે વચનથી બંધઇ ચુકાછ:

રતનશાહ—તે વાત જવા દેવો! શહેરાં દિલગીર નાં થા! તાહરાં રૂપેરી આંસું માહરા જીગરપર તાવેલાં સોસાં માફક અસર કરી રહયાછ! હવે દિલગીરી છોડી દઇ ભવિષનાં સુખી ખ્યાલનો વિચાર કરો.

શહેરાં—શું! તમે મને ધીક્કારતા નથી!

રતનશાહ—તુંને ધિક્કારૂં ! તુંને ધિક્કારવા જેવી હાલતે પુછું તે દિવસે હું જીંદગીથી નાઉમેદ બનવામાં સુખ સમજસ ? શહેરાં હજુ હું તુંને ચાહુંછ ! તાહરા દરેક સુખમાં હું માહરૂં સુખ ગણુંછ! ફક્ત હું તાહરા બાપથી ડરૂંછ કે તેવણ પોતાનો બોલ પાલવા રખે તાહરી સાથે સખ્તાઇથી વરતે !

શહેરાં—હું કશું કહી શકતીં નથી! પણ ભવિષ માટે હિંમત પકડી માહરી ફરજ બજાવવા સારૂં વચન પાલશ !

રતનશાહ—ને શું તું માહરી બાનું થશે ? નહિ શહેરાં હવે તે બનશે નહિ! હું હવે એવો સવાલ વટીક પુછસ નહિ! (અદીને) અફસોસ, મેં તમારા હકમાંબી ઘણું બુરૂં કીધુંછ! છતાં જે બનવાનું તે કદી બન્યા વગર રહેતું નથી.

અરદેશર—(આગલ આવી) તમે એવું તે શું કીધુંછ ?

રતનશાહ—મેં તમારા નાંમવર માય બાવાપર એક કાગલ લખયુંતું તેમાં તમુને અહિંથી એકદમ બોલાવી લેવા તાકીદ ફરમાવી હતી! મી. અરદેશર હું તમારાં ખાનદાનની મગરૂરી જાણુંછ ! તમારા માય બાવા શહેરાં સાથનાં લગન માટેની મંજુરી યાત કદી આપવાનાં નથી! ને તેથી હું તમુને ચેતવણી આપી રાખુંછ કે જો તમે આય નોરદોશ અબલાને બેવફા નીવડશો ! તો કોઇબી દુનયાંઇ શકતી મને તમુંને સજા કરવાંથી રોકી શકશે નહિ!

અરદેશર—મી. રતનશાહ હું વચન આપુંછ ! માહારા ખુદાને હાજર નાજર જાણી એનાં સુખ માટે મારો કોલ આપુ છ કે જો હું એને બેવફા નીવડું તો મને કોઇબી સખત સજા વાજબી ગણાશે. (અદી વચન આપેછે).

રતનશાહ—જાવો ! સુખી રહો ! હું માહરી જીંદગીનાં અંત સુધી તમારો દોસ્ત થઇ રેહવશ ! મી૦ અરદેશર આય ખીલતી કળી એનાં બચપણથી માહરાં જીગરમાં ઘેર કરી રહી હતી ! અને હું એને માહરી આંખની રોશની ગણુતો હતો, પણ એનાં દરેક સુખ માટે માહરો હક તજી દઇ, એનાં ભલાં થકી એનો હાથ તમારા હાથમાં સોપુંછ !

(બેઉનાં હાથ લઇને) એને તમારી જીંદગી સુધી વફાદાર રહી ચાહતા રહેજો. સદા સુખી રહેજો!

(બન્નેના હાથ જોડી આપે છે, તેજ વખતે બાહારથી દોરાબજીનો ગુસ્સાભર્યો સાદ આવે છે, બધાં ચોંકે છે.)

દોરાબજી—(બાહારથી) તમારૂં ખાતું ખરાબ થાય, ગાડીનું ચાક ખરીયા–ખરખર હતું તે જણાયું નહિ! રસ્તા વચ્ચે ગાડી ભાંગી ગેઇ ને ગાલ બધો વેરાઇ ગીયો! માંકા–જીવણા કાંહ મરી ગીયા?

રતનશાહ—શહેરાં, તમારા બાવા પાછા ફરેલા જણાયછ! ગાડીને કંઈ અકસમાત થયલો લાગેછ.

અરદેશર—હા, હાલ તેવણુનો ટેંમ્પર હાથમાં લાગતો નથી!

રતનશાહ—હાલ તો હું જાઉંછ! એવણુ નહિ જોય તેમ બીજે રસ્તે બાહર જાઉંછ! આપરા વચ્ચે થયલી ગોઠવણુ હાલ એવણુને કેહશો નહિ! વખત જોઈને હુંજ વાત છેડસ. શહેરાં જરાબી બિહતી નાં! ખુદાપર ભરોસો રાખ! હું બનતી કોશેસે તેવણુને ઠેકાણે લાવશ!

(રતનશાહ જાય છે! બીજી બાજુથી દોરાબજી ચીરડાયલા દાખલ થાય છે. હાથમાં એક પોસ્ટનું કવર છે.)

શહેરાં—બાવાજી! તમે ઘણાં જલદી પાછા આયા?

દોરાબજી—હા દીકરા, ગાડીને અકસમાત થયો તેથી પાછું ફરદું પડયું! પણુ હા જો! આય માહરે નામનું કાગળ આયુંછ તે વાંચ? જોઉં (ગજવું તપાસતાં) કોણુ જાણે ચશમો કાંહ પડી ગીયો! નહિં તો હુંજ વાંચતે!

(શહેરાં કાગળ ઉખેડી વાંચવા જતાં ચીસ પાડે છે.)

શહેરાં—ઓ!

દોરાબજી—દીકરી શું છે? શું બીનાં છે? બેસીને વાંચ દીકરા—શું કંઇ બુરી ખબર છે? કોણુને હાથનું કાગળ છે?

શહેરાં—બાવા, કાગલની નીચે લેડી પરીચેહેર જસુખાંની સહી છે!

(અરદેશર ધભરાય છે.)

દોરાબજી—(આતુર બની) એવણુ માહરા જેવા ગરીબને શું કેહવા માંગેછ? દીકરા વાંચ શું બીનાં છે?

**શહેરાં**—(બાજુ) હવે ભેદ છુપો રહેશે નહિ! મને મોટેથી વાંચવુંજ પડશે (વાંચે છે) "મી૦ દોરાબજી વજીફદાર જોગ. મને ખબર મળીછ કે માહરો બેટો અરદેશર તમારાં ઘેરમાં આવી રહેલો છે, અને તમારી બેટી સાથની તેનાં સંબંધી નાલેશી જાણી હમો ઘણાં દલગીર છિએ!

**દોરાબજી**—(ઉશકેરાંતાં) એ શું બીનાં છે? નાલેશીની વાત શું છે? વાંચ શહેરાં જલદી વાંચ (શહેરાં વાંચવાની આનાકાની કરે છે અને કાગલ પાછું વાંચે છે.)

**શહેરાં**—(વાંચે છે) હમેં તેને એકદમ ઘેરે ચાલી આવવા થકી તાકીદનું કાગળ અમારા 'કારભારી બમતું' મારફતે મોકલી ચુંકાછ! જો તે નહિ આવે તો હું તમોને હોકમ કરૂંછ કે તેને તમારાં મકાનમાંથી એકદમ ચાલી જવાની ફરજ પાડશો! અમારાં અમીરી ખાંનદાંનનાં મોભાનો ખ્યાલ કરશો!

**દોરાબજી**—(હાથ ચોળતાં) ઓહ–હવે ખુલ્લું જણાયછ! બધી બીનાં સમજ પડે છે! દીકરી ચાલ વેક–જલ્દી પુરૂં કર!

**શહેરાં**—(વાંચે છે) હું મારા બેટાને તમારા જેવાની દીકરી સાથે જોડાવા કદી રજા આપી શકીશ નહિ.

(શહેરાં રડી પડે છે. દોરાબજી તેનાં હાથમાંનું કાગળ ઝુંટવી લેય છે.)

**દોરાબજી**—બસ કર! દીકરી અહિંજ થોભ! વધારે વાંચવાની કંઇ જરૂર નથી! (અદીને) મી૦ અરદેશર જસુખાં, દુન્યાંમાં માહરૂં એક પુરૂં સુખ આય માહરી દીકરી છે. એજ માહરો 'રોશનચેરાગ' છે! અને ખુદા સાહેદ છે કે હું એને માહરી જીંદગી કરતાં પણ કેવાં અખંડ વાહલથી ચાહુંછ? છતાં, એ જો નાંફરમાંન થશે, કે પોતાના વચનને બેવફા નિવડશે; તો યાદ રાખજો કે હું મારેજ હાથે એ મારા 'રોશન ચેરાગને' બુજવી નાખવાનેબી ચુકસ નહિં, (શહેરાં ધુજે છે અદી ઉશકે રાય છે.) ત્યારે સાંભળો! આય છોકરી ખાંનબાહદુર રતનશાહને પરણવા વચનથી બંધાઇ ચુકી છે! શું. ત્યારે તમે સાંપ થઇ અત્રે રહયાંછ! જેને મેં માહરી

જીંદગીનાં જોખમે ડુબતાં બચાવ્યો, તેજ મને અને માહરાં વ્હાલાંઓને ડંખ મારવા તઇયાર થયોછ ? શું તમે, આપ માહરી બેટી શ્હેરાંને ચાહવાની હિંમત કરોછ ?

અરદેશર—(નીચી નજરે) માહરી સરજતે મને નાઇલાજ કરી એના પગ પાસે લાવી નાંખ્યોચ ! એનાંજ હાથોએ મને બીમારીમાંથી માંનમાં લાવી બચાવ્યો. હું નાચાર છેઉં ! માહરી શકતી ઉપરાંત હું એને ચાહવા શીખ્યોછ !

દોરાબજી—શહેરાં, તું સાંભળેચ કે એ શું બોલી રહયોછ ? હવે જોઉં ? એક સાચ્ચી દીકરીની પ્રમાણિક ફરજ તું કેમ બજાવેછ ? એને અહિંથી એકદમ ચાલી જવા હુકમ કર !

શહેરાં—(રડતાં) બાવાજી, મને એવી દુઃખભરી ફરજ નાં પાડો !

દોરાબજી—ત્યારે તું શું કહેવા માંગેછ ?

શહેરાં—જો એવણને જવાની ફરજ પાડશો તો મને પણ જવું પડશે ! હું પણ એવણની સાથે સજાવાર ઠરૂંછ ! મને સજા કરો !

દોરાબજી—(ગુસ્સાથી) ના-ફરમાન તું તાહરા આપેલાં વચનનો ભંગ કરેછ, તેનો કંઇ તુને ખ્યાલ છે ?

શહેરાં—(ગુઠણે પડી) બાવાજી ! ગુસ્સે ના થાવો ! માહરૂં સાંભળો !

દોરાબજી—(ઉશકેરાઇને) તાહરૂં સાંભળું ? નહિં—નહિં—મેં જોઇએ તે કરતાં વધું સાંભલ્યૂંછ ! હું માહરૂં નામોશી ભર્યું જીગર હવે ચીરીને ખેંચી કાહડશ ! (શહેરાંને ફેંકી દે છે. અદી-તેને હાથમાં લેય છે.)

અરદેશર—પાછા હટો ! સાહેબ એકદમ પાછા હટો ! આપ મતા માહરી છે અને માહરી જીંદગીનાં સેવટ સુધી શહેરાં માહરીજ રહેશે !

(ડાલી—હીરાં — રતનશાહ તથા માકો આવી ધભરાઇને ઉભાં રહે છે.)

દોરાબજી—શું એના હાથમાં ? મારી આંખોની સાંબેજ ? કંગાલી ખુદાનો તમારીપર કેહેર વરસજો ! આપ નાં-ફરમાન બેટી-

પર તેનાં જનમ આપનાર દુઃખી બાપનાં હૈયાંની હાય; પડજો!

હીરાંબાઇ—(દોડી–શહેરાંને બાથમાં પકડી) ઓ—નહિ—નહિ દોરાબજી એ આપણું એકપુરૂં બચ્ચું છે! એને કદુવા નાં દેવો!

દોરાબજી તું દુરજ રેહેજ! માહરી અને તાહરી આંખ સામે પણ એના ચેહરો હવે કદી નજરે પડશે નહિ! હવે કદી પણ માહરા જીગરમાં આય બે–વચની બેટી માટેનો પ્યાર બરપા થશે નહીં! મારી સામેથી દુર થાવો!

રતનશાહ—(આગળ આવી) દોરાબજી આ. એવી બદદુવા નાં દેવો. મેં એને એના વચનથી છુટી કરી, એ જેને ચાહેછ તેને ચાહવા રજા આપીછ! માહરો હક મેં માહરા હાથે નાબુદ કીધોછ!

દોરાબજી—બધાંજ માહરેથી ફરી ગીયાં? રતનશાહ તમુને એનું વચન તોડવાનો ખુદાઇ હકજ નથી! વચન એણે આપ્યુંછ તે અમુને ને એણે નિભાવવુંજ જોઇએ! જે વચન નહિ નિભાવશે તે ખુદાનાં ગુનેહગાર ઠરસે; તેની ઉપર ખુદરતનો માર પડશે.

શહેરાં—(હીરાંને વલગીને) માયજી. ઓ માયજી!
(દોરાબજી શહેરાંને હીરાંબાઇનાં હાથમાંથી દુર કરે છે, અદી તેને ઝીલી લેય છે.)

દોરાબજી—ચંડાલ દૂર થા! માયનાં પ્યારથી પણ હવે સદાની દૂર રહેજે! સુખનું કદી તું નામ પણ ના જોતી!

અરદેશીર—મી૦ દોરાબજી તમે ગુસ્સામાં ખુદાનાં ઇનસાફને પણ ભુલી બેઠાછ! બચ્ચાંનાં પ્યારને પણ ખોહી બેઠાછ; પણ યાદ રાખજો, માહરો ચાહ કે દિલ કદી કોઇપણ તેણીથી મને છુટા પાડી શકશે નહી!

દોરાબજી—જાવો તમારૂં કાલું કરો! (બંધાને) આય દુકતીને હવે સદાની મુવેલીજ સમજજો! ને જીવતાં કે મુવેલીનું

મોહડું માહરે (હીરાંને) તાહરે યા કોઇએ કદી માહરા હોકમ વગર જોવું નહીં; એવા તમો બંધાને માહરાં ખુદાનાં કસમ છે!

[દારાબજી ગુસ્સાથી મોહડું ફેરવી નાંખે છે. હીરાંબાઇ રડે છે. ડાલી ગભરાય છે. શહેરાં અદીને વલગી પડે છે, રતનશાહ દીલસુઝ બની જોયા કરે છે ડ્રોપ ધીમે ધીમે ઉતરે છે.]

ટેબલો.

## અંક ૨ જો—દેખાવ ૧ લો.



### સુરત—રોઝીવિલાનો એક ઓરડો.

(ફ્રેની ગાતી બેઠી છે.)

### ગાયન ૯ મું.

ફ્રેની—

આ દિલમાં ચાહત બહુ, કાતિલ જેની ચિત મન યાદ
મનમાં ચિતમાં, અંતરમાં સહુ, પ્યારી જેની યાદ.
છે બહુ પ્યારી જેની યાદ.—કાતીલ.

ભુલાવી સઘળું આવી વસતું, આ દિલ નહિ કોઇનાથી કળતું
જીગર જાન તેને આધિન છે, દિમાગમાં જેની યાદ.
છે બહુ પ્યારી જેની યાદ.—કાતીલ.

દીઠું તીર નહિ પાછું કદી, હાથે કદી નહિ આવતું,
દિલ પ્રેમમાં પર હાથપર, ફરયું ફરી નહિ આવતું.—
મનમાં ચીતમાં.

(સ્વગત) જયારે પણ હું એખલી એકાંતમાં બેસુંછ, ત્યારે વાહલા લીમનોજ ખ્યાલ માહરા મનમાં ભમેછ ! જુવાન જીગરોમાં પેદા થતી મોહબતની પેહેલી લાગણી તે જીવતાં જીવતનું ગોયા બેહસ્ત છે. માહરી તબીઅતને 'ચેન્જ'ની જરૂર હોવાથી કાલે પપા મને માંથેરાંન હવા ખાવા લઇ જનાર છે. ત્યાં ડો૦ લીમજી પણ આવનાર છે, એટલે માથેરાંનની હવા કરતાં ડીયર લીમની હાજરીથીજ માહરી તબીયત તનદરોસ્ત અને ખુશહાલ બનશે (વિચારી). ચાલ, ત્યારે, અમારાં ઉપડી જવાની ખબર ડીયર લીમને લખી જણાઉં, ને માથેરાંન મલવાનું પ્રોમીસ પણ યાદ અપાઉં. (કાગલ લખવા અંદરનાં રૂમમાં જાય છે બીજી ગમથી અહી આવે છે.)

**અદી**—(મનથી) આખરે માહરાં બાપીકા મકાનમાં પાછો આયો! મમાં-પપાએ માહરા આવવાની વકી તો નહિજ રાખી હોશે? (વિચારી) પેરન્ટસને મુડમાં જોઇ ખરી હકીકત માહરે કહેવી પડશે. શહેરાં મને માહરાં જાનથી પણ જીયાદા વાહાલી છે; કેમકે તે મ્હને માહરા પઇસા કે અમીરી ખાનદાન થકી નહિ—પણ ખુદ માહરા થકીજ ચાહતી આવીછ. માહરૂં ગમે તે થાય તેની મને પરવા નથી. (વિચારી) મગર પેરન્ટસનાં દિલ એથી નારાજ થશે. તેમનાં દિલ રંજીદા થયેલાં હું કેમ જોઇ શકશ? (વિચારી) પણ તેમા હું શું કરૂં? ખુદ ખુદાની એજગયબીથીજ સુખી સંજોગ વચ્ચે માહરો તેની સાથે મેળાપ થયો! નજરથી નજર મલતાં જીગરમાં પ્યાર રોશન થયો. તે વાહલીની માવજતથીજ હું સારો થયો, અને આ જીગર તેનાં અહેસાનના આભારમાં સદાનું જકડાઇ ગયું! શહેરાંએ માહરા પ્યાર થકી પોતાનો બાપીકો આશરો તજ્યો, અને મેં એક સુઘ્ધા ગૃહસ્થને છાજે તેવી રીતે તેણી સાથે નવસારી જઇ, છુપાછુપ લગન કરી તેને માહરા જીગરનો આશરો આપ્યો! પણ શહેરાં સાથનાં માહરાં છુપાં લગનની વાત પેરંન્ટસ આગળ એકદમ જાહેર કરસ તો તેઓ ઘણુંજ ખફાં થશે અને મોટું રમખાણ જગાડશે. વાસ્તે હાલમાં તો સંજોગ જોઇને વાત કરવી ઠીક થઇ પડશે. જે 'ખુદા' કરે તે ખરૂં!

(સામેથી ફ્રેની અદીને જોતાં, ખુશહાલી સાથે દોડી આવી ભેટે છે)

**ફ્રેની**—કોણ? ભાઇ અદી? તું કાંહથી આયો? તાહરી તબીયત કેમ છે? એકસીડંન્ટથી કંઇ હેરાન તો નથી થયોની?

**અદી**—વ્હાલી બેહન, ફીકર ના કર! તુંજ માહરી દિલસોજ બેહન છે કે જે માહરા દુઃખથી દુઃખી થાયછ. હું પપા-મમાને આય માહરી સ્કેંન્ડલ પછી આજે ખાસ મલવા આયોછ!

**ફ્રેની**—અદી એશું વાત બનીછ? કોઇ ખાનબાહાદુર રતનશાહ નામના પારસીએ મંમાં-પપા પર કાગલો લખીને તેઓને

એટલાં-તો તાહરી સામ્બે ઉશકેરી મુંકયાંછ કે તેઓ તાહરૂં મોંહડું પણ જોવા નારાજ છે! અને તેથીજ તુને તાહરી સીકનેસમાં મલવા વટીક નહિ આમાં ! અને મને પણ મલવા આવવા નહિ દીધી.

અદી—બેહેન, મને બમનુ તરફથી સઘળી ખબર મળીછ, હવે તો પેરંન્ટસને કેમ રાઉંડ લાવવાં તેના વિચારમાં છેઉં !

ફરેની—એ છોકરી કોણ છે? કેવી છે? તેનું નામ શું છે?

અદી—તેનું નામ શહેરાં છે, જો કે તે એક ગાંમડાંમાં ઉછરેલી છે, તે છતાં ઇંન્ચે ઇંન્ચ શેહેરી બ્યુટીને પણ હરાવે તેવી અપટુડેટ છે. વળી દરેક કેળવણી લીધેલી છે ! ફક્ત તેનાં ગાંમડાંમાં રહેનાર માયબાપની હાલત માટે વાંધો ઉઠે એમ છે ! પણ તેમાં હું શું કરૂં ? જાહાં માહરૂં દિલ લાગ્યું તાહાં ખેંચાયો ! પણ હજુ મંમાં પપાનાં વિચાર ફેરવવાના ખ્યાલથી હું અહિં મલવા આયોછ !

ફરેની—ભાઇ, તાહરી લાગણી હું પામી શકુંછ ! આપણાં પેરન્ટસને ખાંનદાનની મગરૂરીએ એટલાંતો ઘેરીયાંછ કે તેઓ પોતાનાં બચ્ચાંનાં સુખદુ:ખનો વિચાર વટીક કરી શકતાં નથી ! જેવી તારી હાલત છે તેવીજ માહરી પણ હાલત છે. (શરમાય છે.)

અદી—શું કંઇ તારૂંબી અતરે એનગેજમેંન્ટ થઇ ચુકુંછ કે ? ફરેની મને ખરૂં કેહે ? હું તો તાહરો દિલસોજ ભાઇ છેઉં.

ફરેની—હા, કંઇ તેમ છે ! અતરે સુરતમાં પેલા પ્રખ્યાત ડોકટર લીમજી ફકીરજી એમ. ડી૦ રહેછની, તેવણ સાથે હુ એંનગેજ થવા ચાહુંછ !

અદી—લકી ગર્લ ! એવો ભણેલો ડોકટર તેં પસંદ કીધોછ, તેથી તો મંમાં પપા રાજી થશે !

ફરેની—પણ તેવણુનાંબી માયબાવા તદન ગામડયાં છેની ? ત્યારે એવાં વેહવાઇ વેહવાંણુ એવોને કેમ ગમશે ?

**અદી**—અનલકી ગર્લ ! ખરેખર, માહરા જેવીજ તાહરી પણ હાલત છે ! પણ ડીયર સીસટર તાહરો ફરેન્ડ ઍજ્યુકેટેડ છે, તેથી કદાચ હરકત નહિણી લેવાય !

**ફ્રેની**—તે હવે જોઇશું ! હું આજેજ મંમાં આગલ એ વાત છેડી જોવસ.

**અદી**—ઑલ રાઇટ ! તે પછી હું માહરી હાલત રજુ કરવાનો વિચાર કરસ ને નહિ તો હું માહરૂં સુજયું ફોડી લેવસ.

**ફ્રેની**—ખુદા આપુને મદદ કરે !

[સર જસુખાં તથા લેડી પરીચેહેર દાખલ થાય છે. અદીને જોઇને અજબ થાએ છે.]

**પરીચેહેર**—કોણ ? અદી ? અદી તેં અમોને એસટોનીશ કીધાછ !

**અદી**—(સેકહેન્ડ કરતાં) મંમાં-પપા-તમોને જોઇ હું ખુશી છઉં !

**જસુંખાં**—અદી, તમે હમોને હદબાર નારાજ થવાનું કારણ આપયુંછ !

**અદી**—મંમા-પપા-માહરી પર ગુસસે ના થાવો ! તમોપર જે શખસે કાગલ લખયા તેમાં સહરાધત ઘણી હતી ! હું તહમારી રજામંન્દી વગર કોઇબી કામ કરશ નહિં !

**પરીચેહર**—થેન્સ-ઇટ ? હું ધારતીજ હતી ! જસી, આપણાં બચ્ચાં કદી પણ આપણાં ખાનદાનને હીણું લાગે તેવાં પગલાં લેશેજ નહિ ! કેમ, મે કહયુંતું તે ખરૂં ઠર્યુંની ?

**જસુખાં**—એમજ થવું જોઇએ ! આપુને આપણાં પોઝીશનના માણુસો સાથેજ ભેલાવું જોઇએ !

**પરીચેહેર**—ગરીબો તરફ-તો મને ઘણીજ સુગ છે ! જેવો મંડળીમાં કસું પોઝીશન ધરાવતાં નથી, તેવાંને આરાસે ઉભું રહેવુંબી ઘણું ભયંકર છે !

**જસુખાં**—દીકરા અદી હમણાં તો તમારા રૂમમાં જાવો, કપડાં બદલીને નાસ્તો કરી લેવો ! પછી આપરે એ બાબદસર વાત કરશું. (અદી જાય છે.)

**ફ્રેની**—(સવગત) મંમા પાસે આજે વાત છેડું કે નહી !

**પરીચહેર**—ફ્રેના શું છે ? શાનો વિચાર કરેછ ?

જસુખાં—કેમ માય દીકરાં શું મસલત કરોછ ?

પરીચેહેર—ડીયર આપરી ફ્રેની હાલમાં ઘણીજ બેચેન જેવી ફર્યા કરેછ ? દિલ ખોલીને મંમાંને કસું કેહતી નથી !

જસુખાં—માહરી દીકરી ! જાંહવેર બચ્ચાંઓ માંયબાપને આશરે હોય, તાંહવેર તેઓએ માયબાપથી કશુંબી ખાનગી રાખી ફરવું ઠીક નહિ ! અમારો પુખ્ત વિચાર તમારૂં ભલું કરવામાં સદા રહેછ !

ફ્રેની—(શરમાતાં) પપા-મંમાં તમો કેવાં મેહરબાંન છેાે ?

પરીચેહેર—શું છે ફ્રેનાં ? એમ ઓસકાયછ કાંય દિકરા ? તાંહરી દરેક ખાંનગી વાત જાણવાનો હક છે !

ફ્રેની—મંમાં પપા મને માફ કરો ! તમોને પુછયા વગર મેં એક ચીજનો ખ્યાલ કીધોછ !

જસુખાં—શાનો ખ્યાલ ? દીકરી ખરૂં બોલજે ! સારી છોકરીઓ સદા ઓનેસ્ટ રહેછ !

ફ્રેની—પપા, અહિં સુરતનાં પેલા પ્રખ્યાત ડોકટર લીમજી એમ. ડી. કહેવાયછની ? તેવણુ સાથે મને રોજ ગારડનમાં મુલાકાત થાયછ, અને તેથી અમો વચ્ચે દોસ્તી બાઝીછ. !

પરીચેહેર—માઇ ગોડ ! આટલી કચ્ચ જેટલી છોકરીઓ પણ શું શું તોફાન જગાડતી રહેછ ? તું શું કહેવા માંગેછ તે હું સમજી.

ફ્રેના—મંમા મને માફ કરો ! તમારા ભરોસાને હું ડીસઓનેસ્ટ થઇ નથી !

પરીચેહેર—દીકરી, તેં આપરાં પોઝીશનનો કંઇ ખ્યાલ કીધો હતો ?

ફ્રેની—હાજી, મેં તેવણુનને એજયુકેટેડ, વેલનોન પોઝીશનવાલા જોયા, ત્યારેજ મેં માહરી દોસ્તીનો હાથ લંબાવ્યો ! તે ઉપરાંત હમો વચ્ચે વધુ વાતચીત કશીજ થઈ નથી.

પરીચેહેર—તેમનું રેપ્યૂટેશન, સરટન્ટલી સારૂં છે !

જસુખાં—પણ આપુને તેમનાં સંબંધી ઝાઝી ખબર નથી ! આપરાં પોઝીશનને પેશ પડતાં સઘલાં સરકમસ્ટનસીસ જોવાં જોઇસે ! પણ હું અજબ થાઉંછ કે ડો. લીમજીએ

હમુંને પુછયા વગર તાહરા હાથની માંગણી કરવાની હિંમતજ કેમ કીધી ?

ફરેની—નહિ ! જરાગી નાહ. પપા તેવણુ ઇન્ચે ઇન્ચ એક જેન્ટલમેન છે ! તેવણે માહરા હાથની કે હમો વચ્ચે એનંગેજમેન્ટ વીષે સહેજ વાતચીત પણ થઇ નથી, કે ઓફર વટીક કીધી નથી. તેથીજ પપા, જો માહરૂં સદાનું સુખ જોવા ઇચ્છતા હોવો તો મને તેવણુની સાથેજ એનગેજ કરી સુખી કરો. !

જમુંખાં—ઠીક છે, આપરે એ પર વિચાર કરશું !

ફરેની—(પરીચેહેરને કોટી કરતાં) મમાં તમે માહરી ઉપર ગુસ્સે નાં થતાં !

(આ વેળા અદી દાખલ થતાં દૂરથી સાંભળે છે.)

પરીચેહેર—દીકરી, તાહરી એવી ખુશી છે તો હાલ હમો નાં નથી પાડતાં !

ફરેની—ઓ મમાં તમે કેવાં ભલાં છેવો ? તમારો આભાર કેમ માનું ?

અદી—(અદી આવીને ફરેનીને બાજુ) ડીયર સીસટર, તાહરૂં કામ ફતેહ થયલું લાગેછ ! ત્યારે તો માહરી પણ વારણ આવશે, તે વખતે બધું સમાધાન થશે ખરૂં ?

ફરેની—(બાજુમાં) જો આપરે ખુદાપર ભરોસો રાખશું તો સહુ સારૂંજ થશે !

પરીચેહેર—(અદી તથા ફરેનીને એખલાં વાત કરતાં જોઇને) કેમ ડીયર ચિલડ્રન ? ગુજસુજની શું વાત કરોછ ?

અદી—મંમા, હું ઘણોજ ખુશી છેઊં, કે આપરી ફ્રેનાની ઉમેદને તમે ખુશાલીથી વધાવી લીધીછ ?

પરીચેહેર—કાંય નહિ ? ડૉ. લીમ મોટી પ્રેકટીસ ધરાવનાર ભણેલો જુવાનીઓ છે, તે-રફતે-રફતે આપણા પોઝીશનને લાયક થશે એવી હમો ઉમેદ રાખીયેછ.

અદી—તમારા નેક વિચારને હું મલતો છેઉં, પણ ફક્ત માહરી (ચોઇસ) માટે તમો સુરખી વિચાર કરી શકતાં નથી, એ માહરી કમનસીબી છે.

જસુખાં—ડીયર ચાઈલ્ડ તમો હજી ઘણા નાદાન છેવો. આપરૂં અમીરી ખાંનદાનનું પોઝીશન ઘણુંજ મ્હોટું છે, તેને પેશ-પડતું થવું જોઇએ.

અદી—પપા! ગરીબઇ એ કંઇ ગુન્હાં નથી!

જસુખાં—ગરીબઇ એ હરામખોરી છે, જેઓ હરામખોરી કરેછ તેવોજ ગરીબઇમાં સબડેછ!

અદી—ગરીબઇ સંજોગથી પેદા થાયછ! કોઇ જનમથી તો કોઇ કમનસીબીનાં ફટકાથી તેને આધિન થાયછ.

પરીચેહેર—(વચમાં આવી) ઓ ડીયર! ડીયર! તમો કેવી એબસર્ડ તકરાર કરોછ? ચાઈલ્ડો પેરન્ટસની સામે તકરાર કરે એ મને ઘણુંજ શૉકીંગ લાગેછ.

અદી—મંમાં, માહરામાં ગરીબો તરફની સુગ નથી, તેથીજ તવંગરોની તુંદાઇ મારાંમાં પેવશ થઈ નથી.

જસુખાં—મી૰ અદી તમો આવી તકરારથી શું કહેવા માંગોછ?

અદી—ડીયર પપા! હું તમોને સ્હેજ પણ નારાજ કરી નાફરમાન થવા ચાહતો નથી. છતાં માહરી જીંદગીનું એકજ સુખ માહરી ચાહેલી શહેરાં છે, તો એ ભલી ગામડીયણનો હાથ મેલવી આપી મને સુખી થવા રજા આપો.

જસુખાં—(ઉશકેરાઈ) અદી અદી એ શું બોલોછ? ભવીષનાં સર જસુખાંથી અમે એવી આશા કદીજ રાખીતી નહી.

પરીચેહેર—એ! ઘણુજ હોરીબલ છે! આપરા બેરોનેટના ખાનદાનને ઘણું હીણું લગાડવા જેવું કરોછ! હમો તો આજ સુધી એજ ઉમેદમાં હતા કે તમારાં પુઇના બેટી ખોરશેદ ચેહેર સાથે એનગેજ થઇ અમારા ખાંનદાનને જેબ આપસો.

અદી—મંમાં હું ખુરશેદ ચહેરને એક બેહેન કરતાં અધીક વ્હાલથી ચાહી કે જોઇ શકતો નથી.

જસુખાં—અમે લેડી નવાજ બાનુને પ્રોમીસ આપેલું છે, કે તેમની બેટી ખુરશેદ ભવીષનાં લેડી જસુખાં થશે.

અદી—તમોએ પ્રોમીસ માંહરો વિચાર પુછ્યા વગરજ આપ્યું છ એટલે તે પ્રોમીસ પાલવાને હું બંધાયલો નથી.

પરીચેહેર—તમુને આપરાં ખાંનદાનનો ટેક જાલવવા, અમારી ગોઠવણ મુજબ ચાલવું પડશે.

અદી—હું નાચાર છું, વચનથી હું બીજીને બંધાયલો છું.

જસુખાં—એનો શું ફેજ આવશે તે તમે જાણોછ કે?

અદી—હાજી! જે નસીબમાં બનવાનું હોસે તે બનસે.

જસુખાં—(ગુસ્સામાં), તમુંને બાતલ થવું પડશે.

અદી—પપા એટલા કરડા ના થાવો. શહેરાં સાથે પરણવાથી હું કે તમો કંઇ હલકા કે ગરીબ ગણાવાનાં નથી.

જસુખાં—તમારે જાણવું જોઇએ કે ગરીબોની સોહબતથી નીચ ખાસિયત વધે છે, માટે તેવાંની સોહબત તજવી જોઇએ.

અદી—પપા! ગરીબઇ જો કે કડવી છે, પણ તેનાં ફળ મીઠાં છે. શાંતિને રાખનાર, ઇમાનદારીને સંભાળનાર, પ્યારને ઉછેરનાર એ સર્વેનો ગરીબઇ એક નમનતાઇનો રેહબર છે!

પરીચેહેર—અદી? અમારા વિચારને તમુંને નમવું પડશે:

અદી—મુરબીજી તમો તરફની મારી હદ બાહારની તાબેદારી છતાં, આય એકજ બાબતમાં નાચારીને લીધે મને નાફરમાન થવાની ફરજ પડેછ!

જસુખાં—તમારાં લગનની પસંદગી માટે તમુંને એકદમ ઘેર છોડી ચાલી જવું પડશે.

ફરેની—મમા! વ્હાલાં મમા, બધરપર એટલાં ગુસ્સે ના થાવો.

પરીચેહેર—ફરેની, તું હજી નાદાન છે, તારે અમારી વચ્ચે બોલવું ઘટતું નથી.

અદી—મમા! પપા! ખુદાઇ સંજોગને લીધે પેદા થયલાં માહરાં સુખને આવકાર આપવા તમો ચાહતાં નથી! તેમજ મને અતરે જોવા રાજી પણ નથી, તો હું જવસ, અને

માહરૂં સુન્નું કરી લેવસ, તે માટે તમે મેહરબાનો મને માફ કરશો. સાહેબજી.

(જવા કરેછ, ફ્રેની અટકાવે છે.)

**ફ્રેની**—ડીયર બ્રધર, કહાં જાયછ? હું જવાં નહિ દેવસ.

**પરીચેહેર**—ફ્રેની એને જવા દે. એની ઉંછાછળી ચાલની ભુલ જોઇને જલદીજ પાછે ફરશે.

**જસુખાં**—જે બેટા બેટી માંય બાપની મરજી સાંમે થાય તેઓએ પોતાનું દુઃખ સુખ પોતેજ ભોગવી લેવું જોઇએ!

**અદી**—મંમા! પપા! તમે સદા સુખી રહેજો. હું તમુને નારાજ કરવા બેહદ દિલગીર છેઉં. હવે માહરી ફરજ, ખુદાના હકવાજબી કોલથી જયાં બંધાયલી છે, તે તરફ જવસ, તમુને સદા પયાર અને અહેસાંનથી યાદ કરસ, ખુદા મને માફ કરે.

(અદીને જતો ફ્રેની અટકાવે છે.)

**ફ્રેની**—ઓ ભઈ! (ચીસ પાડી અદીને વળગી પકડે છે.)

**પરીચેહેર**—(જસુખાં તરફ ફરી) ખબરદાર ફ્રેની! (ફ્રેનીને પકડે છે.)

**જસુખાં**—બસ જવા દે એને!

(અદી એક તરફ ચાલી જાય છે. બીજી ગમ સર જસુખાં, પરીચહેર બેદકારી બતાવતા ચાલી જાય છે.)



## અંક ૨ જો—દેખાવ ૨ જો.



### તીથલ-લવલી કોટેજનો લગતો બગીચો.

(માકો તથા બમનું આવે છે.)

**બમનું**—માકા, આપણાં બાઇ સાહેબ કાંહાં છે?

**માકો**—કાંય? તેનું તુંને શું કામ છે?

**બમનું**—અહિં કોથે જણાતાં નથી તેથી પુછુંછ?

**માકો**—ઓહે, કેથે ખુણે ખટોલે બેહીને આંખપાણી ભરતાં ઓહેજતો!

**બમનું**—આંખપાણી કરે! કાંય વારૂં? કંઇ સબબ?

**માકો**—ત્રણ ચાર દાહાડા થીયા કોણ જાણે શું ખબર મલી તે કોઇની હાથે બોલતાં નથી ને બહુ રડીયા કરે!

**બમનું**—એવી તે શું ખબર હોસે?

**માકો**—કોણ જાણે–બા! અરદેસર હેઠબી આજ કેટલા દી થયા ઘરમાં નથી! બમનું તું તો જાણુતો ઓહે કે હેઠ કાંહ ગીએલા તે?

**બમનું**—મને શું ખબર? હું શું જાણું?

**માકો**—તું બધું જાણે, પણ મને કેહતો નથી!

**બમનું**—પણ માકા, તું તાહરા શેઠનું ઘેર છોરીને અહીં આવીને કાંય રહયોચ?

**માકો**—તે જોની, શહેરાંબાઇ અતરે આવાં રહેલાં તેવારનું એમની હંભાલ રાખનારૂં કોઇ હાથે આવેલું નીહ. વલી કોઇપણ એમની ખબર લેતું નથી તેથી હું માહરી ખુશીથી અતરે આવેલો ને રીયેલો હમયજો?

**બમનું**—હોસેબા, તું તાહારૂં કોડ. (બમનું જાય છે.)

**માકો**—હેઠને લગતી કંઇ છુપી વાત છે ખરી! આ બમનું તે બધું જાણેછ, પણ હેઠ તરફ હદબાહારે જાનફેહાંની ધરાવે તેથી તદન ચુપ રેહે! (અંદર જોઇ.) એ આ કોણ આવે? કોઇ દાહડે નહિ ને આજે એ અંજાણો જેવો કોણ આવે? (રતનશાહ ઓલખાય નહી તેવી રીતે આવે છે.) આવો હેઠ, કોણને પુછો?

**રતનશાહ**—ભાઇ, લવલી કોટેજ તે આયજ નહિ?

**માકો**—હાજી, એજ તે મકાન!

**રતનશાહ**—(સ્વગત) અરે, આય, તો દોરાબજીનો નોકર માકો છે. મને ઓલખે નહિ તો સારૂં. મને લાગેછ કે શહેરાંને અહિંજ લાવીને એકાંતમાં સંતાડી રાખીછ! (આજુ બાજુ જોયા કરે છે.)

માંકો—એ એવણુ એમ હું કરે? આજુબાજુ હું જોયા કરે?

રતનશાહ—(સંતાપથી બાજુ) આ! તેને અહીં લાવી, જુવાનીની મોજમાં નાંખી, તેને તેની શરમભરી હાલતથી અંજાણી રાખીછ! એ અહી-અહી તેં જે નિર્ય ચાલ ચલાવી આપ નિરદોશને ઠગીછે તેનો બદલો હું જરૂર લેવશ!

માંકો—(બાજુ)એ એમ ખુણાંમાં ઉભો રહીને હું બકયા કરતો આહે. (નજીક જઈને) હાઅબ, તમે હું માંગો! કોણુને હોવો?

રતનશાહ—તાહરા બાઇને! તેવણુ અંદર છે ની?

માંકો—તમે કેટાણથી હેરાં માંયને વરે પુકો? હું આય તેરી વાઈ!

રતનશાહ—નહિ-નહિ. તેવણુને નાં તેડતો! તેને માહરી હાજરી ગભરાવી મુકસે! મને એકા એક આવેલો જોઇ ધભરાઇ જશે!

માંકો—તીવારે તમે કેહવા હું મંગો?

રતનશાહ—તારાં બાઇ, અતરે સુખી તો છેની? તેવણુની સાથે તારા શેઠ સારી પેઠે તો વરતેછની?

માંકો—પણુ હેક તમે છેઓ કોણુ?

રતનશાહ—એક ધનસાંન! જો હું તુને તાહરા બાઇ માટે એક સંદેશો આપી જાઉંછ! તેવણુને કેહજે કે હવે દિલગીર થવાનું કંઇજ કારણુ નથી! હું તેવણુની નજીકજ રહેવશ, તેવણુનાં દુક અને સુખનો તીભાવ કરશ!

માંકો—(બાજુ) કોઇ ભલો લાગે! (મોટે) હેક, તમારૂં નાંમ?

રતનશાહ—એક દીલસોજ દોસ્ત!

માંકો—હેક, જાંહ લુગી તમે તમારૂં નામ મને જણુાવહો નીહ, તાંહ લુધી એક બોલ પણુ બાઇને કેહવાનો નીહ!

રતનશાહ—બાઇ હું ચોકસ કારણુસર મારૂં નામ આપી શકતો નથી. બાઇ મારા મનમાં જરાબી પાપ નથી! જો સમજ મને આપ તારા બાઇ સાથે ઘણો અગતનો સંબંધ છે, પણુ ચોક્કસ કારણુસર મારે હાલ તેમને મળવું નથી! તેથી તું માહરૂં એક કામ બજાવ! તાહરા શેઠ અરદેશર શહેરબાનું સાથે કેમ વરતેછ તેની

તપાસ રાખજે, અને જયારે હું તુને પાછો મળવા આઉં ત્યારે મને જણાવજે. ( બાજુ ) સારૂં થયું કે માકાએ મને પીછાંન્યો નથી. હા, હવે લેડી પરીચેહરને ઉતારાનાં મકાન પરથી અહીં લાવી જે તે છેલ્લો ફડચો કરી નાંખું, શહેરાંને કોઇબી રીતે નામોશીમાંથી છોડવું. ( જાય છે. )

માકો—( તાજુબીથી ) અજબ મનીખ છે. ઘેરની કાના હોરી કરવા આવેલો, એ કોણ આહે ? એ અવાજ મેં કેથો હાંભરેલો એમ લાગે. ચાંલ જરા જઇને બાઇની ખબર લેતે. ( જાય છે.)

——:o:——

## અંક બીજો—દેખાવ ૩ જો.

### ( લવલી કોટેજનો એક રૂમ—સાદું ફરનીચર. )

(બમનું ઓરડામાંનું ફરનીચર સાફસુફ કરતો જણાય છે.)

બમનું—શેઠ, હવે આય એકાન્ત જીંદગીથી કંટાલેલા લાગેછ. હું બધું સમજુંછ-સઘલું જાણુંછ ! એનો છેડો હવે જલ્દીજ આવશે ! જે રીતે એવણે છુપાં લગન કીધાંછ, તેવાં થયલાં લગનનું જોડાણ તોડવું, આજકાલ કંઇ ઘણું મુશ્કેલ નથી ! (જાય છે.)

(અદી દાખલ થાય છે.)

અદી—બમનું-તાહરાં બાઇ કાંહ છે ?

બમનું—બાગમાં ફરતાં હોસે, શેઠ !

અદી—જા, તેવણુને માહરા આવવાની જલદી ખબર આપ !

બમનું—વારૂં સાહેબ ! (કાગજ આપતાં) લેવો શેઠ, તમે બહાર સધાવેલા હતાં તે મખતે આય તમારે નામનું કાગજ આયું તું ! (અદી કાગજ ઉખેડે છે.)

અદી—(કાગજ વાંચે છે.) માહરા વાહલા ભાઈ અદી ! તમારા એકાએક ચાલી જવા પછી પપા ઘણા પટકાઇ પડયાછ. તમારી સાથ થયલી તકરારથી એવણુને મોટો શોક

લાગોચ, અને વળી તબીયત ઘણીજ લથડી પડીછ! તેવણુતો હજુબી તમોને લેડી નવાઝબાંનુંની બેટી ખોરશેદચેહેર સાથેજ પરણાવવા માંગેછ! (કાગળ બંધ કરતા) ઘણુંજ અજેબ જેવું! હું સારાંની આશા રાખતો તો પણ બધું ફોકટ! હું માહરાં લગન કાંહ સુધી છુપાં રાખસ? શહેરાં જેવી ભલી છોકરીને માહરી હકદાર પરણેતર તરીકે દુન્યાંને કયારે દેખાડી શકસ?

(શહેરાં દાખલ થય છે.)

**શહેરાં**—(અદીનાં ગલામાં હાથ ભેરવીને) ઓ તમે પાછા આયા માહરા જાન?

**અદી**—(કીસ લઇને) હા–ડીયર તારેજ ખાતર જલ્દી આયો!

**શહેરાં**—ઓ મને કેવી હવે ખુશાલી લાગેછ? તમારા વગર હું એકલી અટુલી તદન ઝુરીયા કરતીતી!

**અદી**—માહરા થકી તું કેટલી બધી ઇંન્તેજાર રહેછ, ડીયર?

**શહેરાં**—વ્હાલા, તમે માંનો તે કરતાં વધારે હું તમારી હાજરી માટે હંમેશાં આરજુમંન્દ રેહુંછ!

**અદી**—ડીયર, તું આવી માહરી સાથની એકાંત ગુસરીથી શું કંટાલતી નથી?

**શહેરાં**—(વલગીને) વ્હાલા માંહરૂં તમામ સુખ હું તમારાંમાંજ સમજુંછ, તમારી સાથનાં આય વસવાટને હું બેહેસ્તનું સુખ માનુંછ.

**અદી**—પણ ડીયર, તાહરા દિલમાં કંઇ છુપી ગમગીની છે તે હું ખુલ્લી જોઇ શકુંછ, કેમ જે તું હંમેશાં માહરી સામે હસ્તી જણાયછ, અને માહરી ગેરહાજરીમાં તેં તુંને આંખપાણી ભરતી સાંભલીછ. જીગર, મેં તુંને સુખી કરવા શું માહરૂં બનતું નથી કીધું?

**શહેરાં**—વ્હાલા તમે મને પુરતી સુખી કીધીછ!

**અદી**—ત્યારે તું સાથી ના ઉમેદ બનીછ?

**શહેરાં**—હું ઘણી વખતે ખ્યાલ કરૂંછ કે જોઇએ તે કરતાં મને અહિં ઘણું સુખ મલેછ. છતાં હું કોઇ યાદથી દુ:ખી થાઉંછ!

અદી—ડીયર, તે મને ખુલાસાથી જણાવ!

શાહેરાં—(અચકાતાં) હું ઘણી અચોકસ છેઉં! પણ કોઇ છુપી ગમી માહરીપર ગાલેબ થાયછ! આપણો અચાનક થયલો મેલાપ, અને છુપા છુપ લગન કરી એકાંન્તમાં કરેલો વસવાટ, મને વસવસો પેદા કરેછ!

અદી—ડીયર, તું જાણેછ કે આપરાં લગન કાંય છુપાવ્યાંછ?

શાહેરાં—કારણ કે તમારાં માયબાવા પોતાના અમીરી ખાંનદાનને લીધે માહરા જેવી ગરીબ સાથનાં લગનની રજા કદાચ નહિ આપતે.

અદી—પપા મને હજી કુમારો સમજી બીજે ઠેકાણે ગોઠવવા ધારેછ, અને હાલમાં તેવણુ ઘણાંજ બિમાર છે! એવે વખતે જો તેવણુને આપણાં છુપાં લગનની ખબર પડે તો જરૂર શોકથી ગંભીર પેરીણામ આવે, માટે જાંહ સુધી દરેક પુરતો બંન્દોબસ્ત થાય નહી તાંહ સુધી તુંને અહિં એકાંન્તમાં છુપીજ રાખવા ધારીછ!

શાહેરાં—માહરા ધણી, હું આવી છુપી ગોઠવણને ધીકકારૂંછ. આપરાં છુપાછુપ થયલાં લગન આપરાં પવિત્ર નામને કંલંક લગાડશે.

અદી—શાહેરાં, માહરા પપાને પુરતા તંનદરોસ્ત થયલા જોવાની હું આશા રાખુંછ કે તેવે, વખતે તાહરા જેવી બખતાવર બઇરી સાથનાં થયલાં લગનની ખબર આપી હું તેવણુને ખુશી કરૂં!

શાહેરાં—જેમ તમે તમારાં માંયબાપને આવી રીતે છેતરી રહ્યાછ, તેમજ મેં પણ માહરાં માંબાપનું જીગર તોડી નાખ્યુંછ! ઓ! કેટલું દુઃખ દાયક! એ કેમ સહન થાય?

અદી—શાહેરાં હું ધારતોતો કે માહરા મેહર પ્યાર અને અખુટ જાન ફેશાનીથી તુ તાહરૂં દુઃખ ભુલી ગઇ હોશે! પણ એ બધું ફોકટ!

શાહેરાં—(ગળામાં હાથ નાંખતાં) વ્હાલા મને માફ કરો! મેં માહરી લાગણી ખુલ્લી દરશાવી તે થકી દીલગીર છેઉં!

અદી—પણ ડીયર હવે એ વાત જવા દે, ને તાહુરા મીઠડા હલકે કંઇ ગા કે માહરા દિલને રાહત મલે.

શહેરાં—(ખુશ થતાં) જો માહરા ગાવાથી તમોને રાહત મલતી હોય તો માહરા જાન હું ખુશીથી ગાવસ!

ગાયન ૧૦ મું.

જુવાની અન્ધ જાલામાં, તનવાસ કીધો,
દિલને હરિ, ભવને મારે—જુવાની.
ચિતડું જલાવે, મારૂં, મનને ભુલાવે,
દિલડું ગુમાવે સારૂં-ધીરે-ધીરે-ધીરેને.—જુવાની
જાનને અજાણતાં મોહ પાશમાં જે નાખશે
હાર પામી આખરે, પછતાઇ દુખ પામશે.
જર જુવાની જોર આખર, દિલ જીગર શરમાવશે
કમ થયું દિલ જોશ તો, ખાલી જીગર બતલાવશે.—
-ચિતડું જલાવે.

(અદી શહેરાંને કીસ કરે છે, તેજ વખતે લવજી દાખલ થાય છે.)

લવજી—વેલ ડન-વેલ ડન ! સુખી જોડું એમજ હંમેશાં ભરાઇ સંતાઇ રહેછે ને માહરા જેવો એકલ ડોકલ જુવાંન ગામે ગામ ભમતો ફરેછે !

શહેરાં—(દાઢીને સેકહેન્ડ કરતાં) ઓ લવજી, તમે કાંહથી આયા ? અમારાં રહેઠાણુની ખબર તમોને કોણે આપી ?

લવજી—તમારાં સુખની કિર્તીની ખબર,-તમારાં સુખની વાહવા મને હવાઇ વિમાનમાં બેસાડી આય અદેખાઇની દુન્યાંમાં ખેંચી લાવીછ ! હું પોતે જાતે અહિં મારી અક્કલ હોંશીયારીથી, માહરી ખુલ્લી આંખે, ખુલ્લે નાંકે, ખુલ્લે મોહને, અને ખુલ્લી લાગણીથી દોરવાઇ, આયોછ !

અદી—જેવો હતો તેવોજ રહયો ? હજી સુધરીયો નહિ ?

લવજી—હવે સુધરવાની આશા ફોકટ !

શહેરાં—ભઇ, તમે આયાંતો ભલે આયા, પણ હમારા એકાંન્ત વાસમાં શું ખબર આપવા આયાછ ?

**લવજી**—તમારા થકી માહરી પાસે ખબરોનો ભંડાર છે!

**શાહેરાં**—લવજી-બોલો-શું ખબર લાયાછ ?

**લવજી**—(શાહેરાંને) હું હમણા તમારા બાવાના ગામથી સીધો સટ અહિં આયોછ!

**શાહેરાં**—ઓ ત્યારે તો તમે માહરે ઘેર ગીયા હોસો? બોલો માહરે માટે કંઈ કાગળ પત્ર લાયછ ?

**લવજી**—તમારા બાવાએ ઘેરમાં બધાંને હુકમ કીધેલો છે કે જેબી કોઇ તમારીપર કાગળ લખે તેને તાબડતોબ ઘેરની બહાર હાંકી કાઢવો !

**શાહેરાં**—(દલગીરીથી) અરે હજીબી તેવણુ માહરી તરફ એટલા બધા ગુસ્સે છે ?

**લવજી**—તમારી તરફ ગુસ્સે હોય તો સ્હેજ ઓછી સખતાઇ ગણું, પણ એ લોખંડના જીગરવાલાએતો તમારૂ નામ વટીક કોઇને મ્હોડેથી નહી નીકલે તેની તાકીદ આપીછ !

**શાહેરાં**—ઓ ખુદા (નીસાસો નાંખે છે) પછી ? પછી ?

**લવજી**—હવે ટુકું ને ટચ! તમે ઘેર છોડી ગીયા પછી તમારા બાવાએ ઘેરનાં દરવાજા કોઇબી પારકાની આવજાવ માટે એકદમ બંધ કિધાછ! તેમાં મુખ્ય કરીને માહરે થકીતો સદાબરા લોકઅપ થયાંછ| એટલે તમારે માટે .માહારી પાસે વધુ ખબર આપવાની હવે કંઈ રહી નથી!

**અદી**—ડીયર હવે બધી વાત જવા દેઇ જલદીથી જમવાનુ તયાર કરાવોતો ઠીક; કેમજે લવજીબી ભુખો થયો હોસે!

**લવજી**—અરે હારે. ભુખબી લાગીછ ને સાથે લાગુ નાખબી સુકાયછ વાસ્તે શાહેરાંબાંનુ સાથે સાથે જરા છાટા પાણીની તયારી કરાવજો કે માહરી બધી થાકબી ઉતરી જાય.

**શાહેરાં**—ઓ ઘણી ખુશીથી! (જાય છે ?)

**અદી**—લવજી બીજી કાંઇ નવી જુની ?

**લવજી**—નવી જુનીમાં એજ કે તેં એકતો ગુનાહ કીધોછ; અને

બીજો કરવા માંગેછ, પણ તે માટે તુંને મારે રોકવો પડશે!

અદી—એ શું બકેછ?

લવજી—હાલમાં જાંહ તાહાં મોટે ખાંચરે થનારાં લગનની ચરચા ચાલી રહીછ! તાહરાં લગન તાહરી સગી ખોરશેદ ચેહેર સાથે થનાર છે, એમ પેપરોમાં છપાયછ, ને તું તો આય બીચારી નિરદોશ છોકરીને ફુસલાવી અહિં લાવીને છુપાયોછ. અદી ખુબ સંભાલજે! ખુદાને પીછાણી સચ્ચાઇથીજ ચાલજે!

અદી—તદન જુઠું છે! માહરાં મંમાં પપા પોતાનો બોલ ખરો કરવા જુઠઠા ગુલબાન ઉડાવી રહયાછ! તે લોકને મારાં આય છુપાં લગનની ખબર નથી, તેથી લોકમાં વાત ચરચાયછ, પ્રણ તેની મને શું પરવાહ છે?

લવજી—અરદેશર શેઠ, તમારી ચાલ ઘણીજ શરમભરી નીવડીછ! તમોને મેં એક ઠગારા-લબાડ અને વિશ્વાસઘાતકી નિવડેલા સાંભલ્યાછ!

અદી—એ શું બકેછ? બરાબર બોલ?

લવજી—તમે એક સચ્ચાઇની પૂતલીને તેણીને નહિં પરણ્યાં છતાં, પરણેલાં છેઓ એમ બતાવવા શું ઠગી નથી? ફેરેસ્તા જેવી સીરતને જુઠા પ્યારનાં વચનથી શું ભોલવી ભમાવી નથી? ઇનસાનનાં રૂપમાં રહીં, શહેતાંનની ચાલ શું તેં ચલાવી નથી?

અદી—વિચારીને બોલ! ખરી ને ખુલ્લી વાત જણાવ કે તું શું કહેવા માગેછ?

લવજી—ફકત એટલુંજ કે હું થોડા દિવસની વાત પર માહરાં કામસર રાંદેર ગીયોતો, તાંહાં એવી અફવા ફેલાઇછ કે તેં શહેરાંને ખોટા ફાર્સથી પરણીને ઠગીછ, લગન કરવાનાં સાહ્યા તળે તેણીને ભોલવીને નિચ હાલતે પોંહચાડીછ!

અદી—(ઉશ્કેરાઇને) એમ કોણ કહેછ? કોણ હિંમ્મત કરેછ?

લવજી—ખાંન બહાદુર રતનશાહ ! તે તમારી પુઠપુઠ રહી બધી તપાસ રાખેછ. અને તે ખાતરીથી કહેછ કે તેં શહેરાંને ઠગીછ !

અદી—મેં શહેરાંને ઠગીછ? કેવી રીતે !

લવજી—તે જે લગન કીધાં તે બનાવટી ને ઢોંગી હતાં !

અદી—ને તે તેનું લબાડ ગુલબાન માન્યુ ? તે મને એટલો બધો નીચ ને ઠગારો ગણ્યો ?

લવજી—તો કાંય નહી માનું ? તે પુરાવા સાથે જણાવેછ કે તમો લોક પહેલાં નવસારી ગીયાં ને ત્યાં ભાડુતી ચોબાગીરોને મોબેદોના સાહયા પહેરાવી ખોટા આસિરવાદ સરાવ્યા ! બધાંને ઠગ્યાં ને નિર્દોશ છોકરીને કલંકિત બનાવીં !

અદી—એ તદ્દન જુઠ્ઠુ ગુલબાન છે, ને તે હું પુરવાર કરસ ?

લવજી—કેમ ? કેવી રીતે ?

અદી—જીવતા જાગતા શાહેદી પુરાવાથી ! (અંદર જોઇ) બમનુ ઓ બમનુ જલ્દી અહિં આવ !

બમનું—(દોડતો આવીને) જી સાહેબ ! શું હોકમ ?

અદી—ખરૂં બોલજે ! પુછુંછ તેનોજ જવાબ આપજે ?

લવજી—તમે ચુપ બેસો ! હુંજ પુછુંછ ! બમનુ ખરૂં બોલ તું તારા શેઠ બાઇ સાથે નવસારી ગીયોતો! અને તાંહ જે લગન થયાતાં તે જરથોસ્તી દીનની રૂહે ખરાં હતા કે ફાર્સ હતો!

અદી—એ વણુને તદ્દન ખરૂજ કેહજે !

લવજી—તમે પ્રમાણિક છેવો તો ચુપ બેસો. બમન—ખુદાને હાજર નાજર જાણીને જણાવ !

બમનુ—(અચકાતાં) સાહેબ, તમારો સવાલ મને કબસમાં લાવેછ !

લવજી—એટલે ?

બમનુ—તમે શું એમ ધારોછ કે હું માહરા શેઠનાં વિશ્વાસનો ભંક કરસ ?

અદી—બમનુ જે તાહરી નજર આગલ બન્યુછ તે બધું ખરેખરૂં કહી દે ! માહરી તુને સ્હેજબી મનાઈ નથી !

બમનુ—ત્યારે તો ખરી વાત એમ છે કે મારા શેઠ અરદેશરે દોરાબજી શેઠ સાથની પંચાતી પછી મને કહયું કે કોઇબી નહિ જાણે એવી રીતે છુપા લગન જલ્દી કરવાંછ, તેથી નવસારી જઇને બધી ગોઠવણુ કર! તેથી મેં નવસારી જઇ માહરા ઓલખીતા ઠોલ્યાઓને મોબેદ બનાવી એવણુના ખોટા આશિરવાદ નખાવી લગન કરી આપ્યાં!

અદી--(ઉશ્કેરાઇ બમનુનો ટોટો પકડી) નીમકહરામ તેં આવી ઠગાઇ માહરી સાથે કીધી?

બમનુ—(ઢોંગથી) હું તે વખતે તમારી મતલબ જુદી સમજી તમારો ભવિષમાં બચાવ કરવા થકી બાજી રચી!

અદી—બદમાશ તેં હમોને ઠગ્યા? ઘાતકી બનાવ્યા? શહેરાંને નીચું લગાડયું છ!

શહેરાંપર આવો બલાતકાર--અને તે મારેજ હાથે? એ ખુદા! કેવો સંતાપ? કેટલું ભયંકર? (અદી બમનુંને મારે છે. લવજી રોકે છે.)

લવજી—હવે બસ કર ને બીજો કંઇ ઉપાય કર?

અદી—હા, તું ખરો છે! હું જાતે નવસારી જઇ ફરીથી તપાસ કરૂંછ, અને એ કંગાલ કહેછ તે જો ખરૂં હોશેતો શહેરાં સાથે જાહેરમાં ફરી લગન કરી તેને માહરી હકદાર ધણીયાણી પુરવાર કરશ. (બમનુંને) બેવકુફ તેં માહરે હાથે કરાવેલો અજીમ અપરાધ મને જાતે જઇ સુધારવો પડશે! ખુદાની નજરમાં અને માહરાં જીગરમાં શહેરાં માહરી ખરી પરણેતર થઇ ચુકીછ! જા, જઇને માહરી બબરી,-માહરી ખરી પરણેતરને કેહજે કે હું એકા એક અગતને કામે જાઉંછ, માટે ફિકર નહિ કરે! યાદ રાખજે, આય વાતનો એક હરફબી તેવણુ નહિ જાણે! (લવજીને) દોસ્ત તું માહરી સાથે ચાલ! જાંહ સુધી શહેરાંને માહરી ખરી પરણેતર તરીકે જાહેર નહિ કરશ, તાંહ સુધી મને કશું ચેન પડશે નહિ.

(બંને ગુસ્સામાં ઉતાવળથી જાય છે.)

બમનુ—માહરા ખુદા આપતો માહરેથી છબરડો થયો! હું તો લગન તોડવાનું કરવા ગીયો તેને બદલે અહિંતો મજબુત થતાં

જાયછ ! પેલા લવજીનાં દેખતાં જાણી જોઇને હું બધું ખોટું બોલ્યોછ ! હવે શું થશે ! હવે તો માહરે ચુપ રહી જોવું જોઈશે, બાજી સંભાલી લેવી પડશે.

(જાય છે.)



## અંક બીજો—દેખાવ ૪ થો.

### તીથલ-લવલી કોટેજનો એક ઓરડો.

( લેડી પરીચેહેર તથા ખા૦ બા૦ રતનશાહ આવે છે. )

રતનશાહ—બાનો પરીચહેર, આયજ તે મકાન અને અહિંજ તેઓ છુપા રહેછ! જુઓ સામેથી કોઇ નોકર આવેછ, તમેજ તેની સાથે વાત કરો.

( બમનું આવે છે. )

પરીચેહેર—કોણ? બમનું? તું અહિંજ સાથેજ છે કે?

બમનુ—( નમીને. ) હા, બાઇ સાહેબ! તમારા હોકમ મુજબ હું તેવણની સાથેનો સાથેજ રહુંછ!

પરીચહેર—અરદેશર હમણાં ઘેરમાંજ છે કે?

બમનુ—નહિ બાઇ સાહેબ! કંઇ કામસર હમણાંજ તેવણ બહાર ગીયાછ!

પરીચચેહેર—( સ્વગત ) તેટલું ઘણું સારૂં-માહરે પેલીને એખલીજ મલવુંછ. ( જાહેર. ) જા, જઇને પેલી છોકરીને કેહ કે તમોને કોઇ મલવા હ્આયુંછ!

બમનુ—વારૂં બાઈ સાહેબ! ( જવા કરે છે )

પરીચેહેર—અને જો, હું તુને બોલાઉં, તે આગમજ અહિં આવતો ના, તેમજ કોઇ બીજાનેબી આવવા દેતો નાં!

બમનુ—બહુ સારૂં બાઇ સાહેબ! (જાય છે,)

પરીચેહેર—રતનશાહ માહરી મરજી છોકરીને એખલી મલવાની છે!

રતનશાહ—ખરૂં છે! માહરે જવુંજ જોઇએ! પણ બાઈજી તેના પર દયા કરજો, તેનું દિલ એકદમ તુટી નહી જાય તેમ ધીમે ધીમે વાત ખુલ્લી કરજો!

પરીચેહેર—તેને તો આ ઠગાઇની ખબરથી નહિ હોસે ?

પરીચેહેર—હું બનતા સુધી તેણી સાથે નરમાશથીજ વરતશું!

રતનશાહ—આતું હું જે તમોને અતરે લાયોછ ! તે શહેરાંને શરમીંદગીમાં વધુ દુબાડવા નથી લાયો, પણ તેને તેની ખરી હાલતથી જાણીતી કરી વધુ નામોશીમાંથી બચાવી લેવા લાયોછ !

પરીચેહેર—મી૦ રતનશાહ તમારી ખાતરી છે કે માહારા બેટાએ લગન ફીરીયા ફારસ રૂપે કરી તેણીને ઠગીછ ?

રતનશાહ—નોકર બમનુંનાં કહેવા મુજબ તો તદન ફારસ જેવી ક્રીયા કરી તે ભોલીને ઠગી છે !

પરીચેહેર—શુગરાનાં. ત્યારે માહરો બેટો હજી સલામત છે ? હમારાં ખાંનદાનનો ટેક હજી જેવાને તેવોજ છે ! જાવો તમે માહરી રાહ ઉતારા પર જોજો !

રતનશાહ—વારૂં બાનું ! (જતાં જતાં મનસે) આ શહેરાં શહેરાં તાહરે માટે માહરા જીગરમાં ચાહ છે, તેની તુંને શું ખબર ?

(જાય છે. બીજી બાજુથી શહેરાં ધભરાતમાં દાખલ થાય છે.)

શહેરાં—આવોજી ! કાણુને પુછોછ ?

પરીચહેર—હું કાહરની અહિં વેટ થાઉંછ ! શહેરાં, તારૂંજ નામ કે ?

શહેરાં—હાજી ! માફ કરજો ! મને માણુસે હમણુંાજ મેસેજ આપ્યો, તેવીજ હું અહિં મલવા આવી ! બોલોજી ! શું હોકમ છે ? બેસોજી. (ખુરશી આપે છે)

પરીચેહેર—છોકરી હું તુનેજ મલવા માગુછ ! બેસ અહિં

શહેરાં—(બાજુ) ડોસી કેટલાં બધા ઠસ્સામાં છે ! ખુદા જાણે કોણ હોસે ? જી ! તમારૂ નામશું ?

પરીચેહેર—હું લેડી પરીચેહેર ! (શહેરાં બીહે છે.) માહરેથી બીહનાં. હું તુને બદદુવા આપવા નથી આવી, પણ તાહરી દયા માગવા આવીછ !

શહેરાં—(તાજુબીથી) માહરી દયા ? માયજી એ શું બોલોછ ?

પરીચેહેર—તારા હાથમા હમારાં પુરાણાં ખાનદાનની આબરૂ અને હોરમત રહેલી છે! તારી સુંદર આંખોમાં હું તારી જુવાનીની નિરદોષતા જોઇ શકુંછ કે જેને માહરા બેટાએ ધુલમાં મેળવીછ!

શાહેરાં—તમે શાને માટે બોલોછ, તે હું સમજી નથી શકતી?

પરીચેર—છોકરી, તેં તારી ભોલાઈમાં ખાનદાનને જે માઠું લગાડવાનું કીધુંછ, તેમાંથી તારો ભોગ આપી હમારી મગરૂરી જાલવવા દયા કર?

શાહેરાં—તમે માહરી પાસે શાની દયા માંગોછ? એમ નાં બોલો! તમે મને ગમે તે મારો ભોગ આપવા ફરમાવો! હું તમારા બેટા માટે મારો જાતી ભોગ આપવા ના પાડવાની નથી!

પરીચેર—સાંભલ! માહરા ધણી સર જમુખાંનાં બહેન બાંનુ નવાઝ, પોતાની બેટી ખુરશેદચેહેર સાથે માહરા બેટાનાં લગન કરવાનું મરતી ઘડીએ હમોને ફરમાવી ગીયાં હતાં! અને પોતાની તમામ દોલત મારા બેટાને તેનાં લગન વખતે મળે એવું વિલ કરી ગીયાં હતાં.

શાહેરાં—પછી? (હેબતથી જુવે છે).

પરીચેહેર—અમે તેવણુને મરતી ઘડી વચન આપ્યું હતું, તેથી હમો હમારૂં વચન નિભાવી, અમારા ખાનદાનની ઝહેઝલાલી અને માહરા બેટાનું ભવિશ તેનાં પઇસાથી સુધારવા માંગીયેછ!

શાહેરાં—માયજી એ કેટલું ભયંકર? હવે કેમ બને?

પરીચેહેર—માહરો બેટો અરદેશર આય છુપી ગોઠવણથી અંજાણો હતો! હમે તે બેઉ વચ્ચેની દોસ્તી જોઇ એમ ધારતાં હતાં કે અદી આખરે ખોરશેદની સાથેજ પરણસે, પણ તેટલાં હમોને ખબર મલી કે તે તો અહીં તાહરી સાથે આવીને છુપો રહેલો છે! બોલ છોકરી હવે માહરા બેટાનાં ભવિશ માટે તું શું કહેવા માંગેછ?

શાહેરાં—હું શું કેહું? બોલોજી હું શું કરૂં?

પરીચેહેર—તાહરૂં ઉદાર જીગર બતાવી એકદમ અહીંથી ચાલી જા! અને તેમ કરી તેને નામોશીમાંથી બચાવી લે?

શહેરાં—(ગુસ્સાથી) નામોશીમાંથી બચાવી લેઉં? કેઇ નામોશી?

પરીચેહેર—થોડા દિવસમાં બાનું ખોરશેદ ઉમ્મરે પુગી દવલતની હકદાર થશે, તે વખતે માહરા બેટાના લગન તેની સાથ ગોઠવવાં પડશે! માહરો દીકરો તેને પરણશે, તોજ તે હમારૂં ખાનદાંની ખમીર જાલવી હમોરી આબરૂ વધારશે!

શહેરાં—(દુઃખથી) કેવું ભયંકર? ઓ ખુદા, શું માહરી સજા હવે શરૂ થઇ ચુકીછ! માહરા બાવાએ દીધેલી કદદુવા શું હવે મને લાગવા માંડીછ? માહરે ખાતર માહરા અદીની ખરાબી થશે? ઓ હું મુઇ! તમામ ખાનાખરાબીનું મુળ હુંજ છેઉં. (રડે છે.)

પરીચેહેર—ના રડ! કોહરી માહરૂં કહયું કર, અહીંથી નાહસ. જેમ બને તેમ જલ્દી અહીંથી નાહસ!!

શહેરાં—ને હવે પછી કદી કદી જીંદગી ભર તેવણુને મલું નહીં? ઓ તમે મને કંઇ એવું ફરમાવો કે તે બજાવવાની માહરામાં શક્તિ હોય. આખર કરે તો હું તેની પરણેતર છેઉં! ખુદાને ઘેર સુધી હમો બંધાયલાં છઇએ, તે કેમ છુટા થવાય?

પરીચેહેર—તું ભુલીજ છે! તાહરાં લગન થયાજ નથી!

શહેરાં—(ઉશ્કેરાઇ) શું? તમે શું બોલ્યા?

પરીચેહેર—હું ખરૂંજ બોલુંછ! તું તેની પરણેતર થઇજ નથી?

શહેરાં—શું હું તેની પરણેતર નથી? ત્યારે માહરાં થયલાં લગન તે—?

પરીચેહેર—ખોટાં તદન ખોટાં. જેમ તે હમોને છેતરી તાહરી સાથે રહયોછ તેમજ તુને પણ જુઠા લગનના ફાંસથી બોલવીને ફસાવી ગીયોછ!

શહેરાં—ઓ ખુદા ઓ ખુદા હું એ શું સાંભલુંછ? મારા અદી, તેં મને ઠગી? મને ઠગીછ? પણ હું કેમ માનું? મને સાબેતી આપો?

પરીચેહેર—સાબેતી એજ કે તે અહીંથી નાહસી ગીયોછ તેમ તું પણ નાહાસી નામોશીથી બચવા અહીંથી નાહાસ!

શહેરાં—શું? માહરા જીગરમાં થતી ઠગાઇની વેદનાને સમાવવા નાહસી જાઉં? લોકના તાણા જાણીથી વિંધઇ જવા અહીંથી નાહસી છુટું? નહીં! નહીં! ગમે તે થાય! અદીએ મને કીધેલાં ગેરઇનસાફનો જવાબ આપવોંજ પડશે. તેવણને જાહેરમાં પરણવાની હું ફરજ પાડશ!

પરીચેહેર—ચુપ! ચુપ થા! નહીં તો આય અદીની માય તેની નામોશી છુપાવવા અહીં ધુજારાની દેહસ્તથી મરી જશે. માહરા મોતનું કારણ તાહરે શીર રહેશે!

શહેરાં—ઓ નહીં નહીં મને માફ કરો! હું બધી ગમથી કબસમાં આવીછ! તમે મને નાહસવા ફરમાવોછ? કોણને ખાતર? જેણે મને આટલી હદ સુધી નામોશીમાં નાખી તેના સુખને ખાતર? હા હું જાઉંછ! (રડતાં) તેવણને તાલેવંત ખાનદાનની બઇરી અપાવજો, સુખી કરજો! (લગનની વીંટી ફકત રાખી બીજા ઝવેરાત કહાડતાં.) આય માહરાં લગનની નીશાની જે મને સદા સચ્ચા રહેવાની કબુલાત આપતા ભેટ કીધીતી તેજ તેજ એક ઇધાણી માહરી ખરાબીની નિશાની તરીકે હંમેશાં સાથે રાખસ! (ચુમે છે.)

પરીચેહેર—ચાલ જલદી ચાલ! ત્રેનનો ટાઇમ થવા આયોછ, બહાર મારી ગાડી તૈયાર છે, તેમાં હું તને વલસાડના સ્ટેશન પર મુકી આઉં લે આય પઇસા મુસાફરીનાં ખરચ માટે તાહરી પાસે રહેવા દે (પાકીટ આપે છે. શહેરાં લેતી નથી.)

શહેરાં—નહીંજી માફ કરો મને પઇસાની જરૂર નથી! હું જાઉંછ. અદી આ બેવફા તાહરો આશરો છોડી હું સદાની જાઉંછ! ખુદા તુજ માહરો રાહબર થશે!

(રડતી લથડતે પગને જાય છે. તેની સાથે લેડી પરીચેહેર પણ જાય છે.)

## અંક ર્ત્રીજો—દેખાવ પાંચમો.

### માથેરાન—હોટેલને લગતો કમ્પાઉન્ડ

(ફ્રેની ગાયન ગાતી બેઠી છે.)

### ગાયણુ ૧૧ મું.

રંગીલી ખીલી અજબ બહાર આજે
ફુલનાં રંગ ખિલ્યા નાજે.
ખુદાઇ ખુદ ખીલી અહીં બીરાજે
મોહક દિસે, આજ ખીલી ગાજે.
ખુદ ખીલી છે કુદરત ખુશીમાં, ચોતરફ લલચાવતી
આ રંગ રસની રેલમાં, સુગંધી ખુબ ફ્રેલાવતી
જગતનો વાલી અલઉકીક, યાદ દિલ સલગાવતી
છે હર હમિશાં સર્વ વ્યાપક, યાદ જેની આપતી.
—ખુદાઇ ખુદ ખીલી.

લીમ, હજી ઉઠયા નથી કે શું ? રોજ સહવારે માહરી આગમજ ઉઠી રાઇડપર જવા દોડાદોડી કરતા હતા ને આજે એમ કેમ ?

(લીમ આવે છે)

**લીમ**—(આગળ આવીને) સાહેબજી, મીસ ફ્રેની !

**ફ્રેની**—સાહેબજી, ડોકટર ! હું તહમારીજ રાહ જોતી હથી !

**લીમ**—માફ કરજો ! મેં તમોને ખોટી કીધાં ! આજે સકકારૂં નહિ ઉઠાયું અને ડરેસ કરતા ટાઇમ થઇ ગયો ! આહા, આય તમારાં હાથમાં કેવા સુંદર ફુલો છે ?

**ફ્રેની**—ડોકટર, એ તમોને ગમેચ ? તો લેવો હું તમોને ભેટ કરૂંચ !
(દગલાને બટન કરે છે.)

**લીમ**—આ કેવી નવાજેશ ? થેંકસ. તમારાં સુંદર હાથોથી બનેલું આય બટન જેટલું મોહક અને સુંગધિત છે, તેટલુંજ તે સુંદર પણુ છે !

ફ્રેની—હવે તમે કેવા શોભો છો?

લીમ—ને તમે કેટલાં સુંદર લાગો છો? ખરૂં કહું છું, મીસ ફ્રેની મેં તમોને પહેલવહેલાં એકસીડન્ટ વખતે જોયાં, ત્યારથી મારાં જીગરમાં તમારે માટે કંઇ અજબ ચાહ ને માન બરપા થયું છે!

ફ્રેની—તે માટે તમારો ઉપકાર માનું છું! ડોક્ટર, મને પણ તમારે માટે માન છેજી!

લીમ—મીસ ફ્રેની. તમારી ખાનદાની મોહટાઇ ને માહરી ગરીબી હાલત વચ્ચે ફેર નહિ હોતે તો હું વધુ હિંમતથી તમો સાથે ભેળાઇ શકતે!

ફ્રેની—ડોકટર, ખાનદાની મોહટાઇની જુઠી તુંદાઈ મારા જીગરમાં કદી વસી નથી! ખરી મોહટાઇ તો વીદવતામાં છે! ખાલી તવંગરી કરતાં મગજની મોહટાઇ શ્રેષ્ટ છે!

લીમ—તમે કેટલાં ભલાં ને ભોલાં છેઓ? માફ કરજો! મીસ ફ્રેની હું માહરાં દિલપર હવે કાબુ રાખી શકતો નથી, તેથી તમો સાથે વધુ છુટથી ભેલાઉં છું.

ફ્રેની—ડોકટર, હું તમારી કંપનીમાં કેટલી ખુશાહાલ ફરૂં છું, તે શું નથી જોતાં?

લીમ—મીસ. ફ્રેની, મને રજા આપશો?

ફ્રેની—(શરમાતાં) જી. શાની?

લીમ—હું માહરૂં દિલ ખુલ્લું કરૂં છું! માહરાથી ઓસકાતાં-નાં! હા-નાનો જવાબ જો તમારી તરફથી મલશે તોજ હું તમારાં પેરન્ટસની રજા લેવસ! ફ્રેની, મેં તમોને જોયાં ત્યારથી હું મને પોતાને ભુલ્યો છું, માહરી હાલતને ભુલ્યો છું! તમારા હાથની માંગણી કરવા જેટલી માહરી લાયકાત હું કેમ પુરવાર કરૂં?

ફ્રેની—લીમ-લીમજી! હું મોહટાઇમાં ચરી રહેતા ખાલી ભેજાંનાં જુવાન્યાઓ કરતાં, ગરીબાઇમાં ઉછરી ખરી લાયકાતથી નામનાં પામેલાં જુવાન્યાઓ તરફ માન ધરાવું છું!

લીમ—(ફરેનીનાં હાથે પકડીને) ઓ કેવી ખુશહાલી? ડીયર ફરેની, હું તુંને ચાહુંછ?

ફરેની—વ્હાલા લીમ, હું પણ તમોને ચાહુંછ!

લીમ—(તેને પાસામાં દાબતાં.) ઓ કેવી ખુશનસીબી? ખુદા આપરી પાક મુરાદ બર લાવે.

ગાયણ ૧૨ મું.

લીમ—દિલજાની મારી મનમાની
યજદાંથી આશા પામી.—દિલજાની.
ફરેની—નેક ભલી મળી આસાની
આ જીંદગીની આશા જામી.—,, ,,
લીમ—દિલને વ્હોરી મનને દોરી.
ફરેની—સરજત દોરી, એંચી ચોરી.
લીમ—દિલનો કીધો દિલજાની.—યજદાંથી.
લીમ—સંગે રહીશું.
ફરેની—સંપે વસશું.
લીમ—મરશું જીવશું
ફરેની—સંગે ભોગવશું.
દિલની દોલત દિલ પામી.
આ જીંદગીની આશા જામી.—

ફરેની—હા પણ ડીયર તમે જાણોછ કેની કે, માહરાં મંમાં-પપા ખાંનદાંની ગરૂરી ધરાવેછ તે? તેઓને રાઉન્ડ લાવવાનું ઘણું મુસ્કેલ છે!

લીમ—હા, છે તો ખરૂં? પણ તેઓની રજામંન્દી વગર હું કદીબી તમો સાથ અનજેન્ટલ મેનલી વરતશ નહિં.

ફકીરજી—(અંદરથી) અરે છપ્પા આણીફા આવ! આજ તે હોટલ દેખું!

લીમ—આય તો માહરાં બાવાજીનો અવાજ! ડીયર ફરેની માહરાં પેરંન્ટસ આયાંછ! તેઓ જેવાં ગાંમડયાંની હાજરીથી તું ઓસ્કાયતો નહિ?

ફ્રેની—જરાબી નહિ! મને તેવોની નિરદોશ ભોલી વતણુંક ઘણીજ ગમશે! (ફકીરજી તથા બંચામાંય આવે છે, સાથે માણુસો સરસાંમાંન લઇ આવે છે.)

લીમ—(આગલ જઇને) માયજી-બાવાજી ઠીક થયું! તમે વખતસર આયાં? હું તમારો સરસામાંન ગોઠવાઉં તેટલાં મીસ ફ્રેની સાથે મલો!

બચાં—(ઓવરણાં લેતાં) ઓ હું ઓવરઇ જાઉં! જી, ભરાયો અમારીજ વાર જોતો દેખું.

(લીમ જાય છે.)

ફ્રેની- આવો બંચામાંય કેમ છેવો ફકીરજી બાવા?

ફકીરજી—હારી પેઠ છીએ માં!

બચાં—(ઓવરણાં લેતાં) ઓ હું મરી જાઉંરે તાહરી પરથી! તુંને મારા બધા જી ભરૂં! (કોટી કરે છે.)

ફ્રેની—બચાંમાય, તમે કેટલાં બધાં મેહરબાંન છેવો?

બચાં—ઓલેરે માય-તેમ તારી લાયકી કાંઇ થોડી છે કે? મારો ફકીરો ને ઉંતો રોજ તારી લાયકીની વાત કરી તુંને યાદ કરીએ જો? (કોટી કરે છે.)

ફ્રેની—મારા મમા પપા પણ અહિંજ ઉતરેલાં છે? હું તેવણ સાથે તમારી જલ્દીજ મુલાકાત કરાવશ!

બચાં—ઓ હારે માય! એ મોટાં લોકને તો અમો પોતેજ આવી ને મલહું! પણ દીકરી તું હવે હારી પેઠ તો છેની?

ફ્રેની—હા માયજી, તમારા સપુત બેટાની કંપનીમાં માહરો આખો દિવસ કાંહા પસાર થાયછ તે જણાતુંજ નથી!

બચાં—જી ભરૂં તુને, તે મારા હપુત બેટાપર કેવી મેહરબાન છે જો? અમારાં જેવાં ગરીબને જે ચાહે તેને ખુદાયજી ઘણાં ઘણાં ચાહેજો મા (લીમ આવે છે.)

લીમ—માયજી બાવાજી હવે તમે જલ્દીથી કપડાં બદલો તો સારૂં! નાસ્તાનો ટાઇમ હમણા થશે!

ફકીરજી—થાવા દે દીકરાં! વરી કપડાં ને ચપડાં હાના બદલવાના? આપરે કહતી પાદયાબ કરી પલાઠો મારીને નાહતાને ઇનસાફ આપવા બેહી જાહું! હઉવે!

લીમ—માયજી બાવાજી હું તમોને એક વધાઇ આપવા માગું છ!

બચાં—ઓ બોલરે દીકરા મરી જાઉં તારી પરતી; હાની વધાઇ આપે મરૂં?

લીમ—મારો વિચાર મીસ ફ્રેની સાથે લગનનાં ગાંઠતી જોડાવાનો છે, અને તે થકી મે હમણાંજ એવણના હાથની માગણી કીધી જે એવણે ઘણી ખુશી સાથે બહાલ રાખીછ!

બચાં—ઓ મારા ખોદાયજી પરથી મરૂંરે! (કોટી કરતાં) મારી પણેતી વહુ તુંને મારો જી ભરાયો દીકરો હદા હુખમાંજ રાખહેજો! જીવતી રહેજે!

કીરજી—ખુદાઇજી બાપા જેવી તારી માયા મેહરબાની આ ગરીબપર છે તેવી અમોહાં રાખજે. દીકરી માહરાં ખરા દિલની દુવા છે કે તમો બેઉ હદા હુખી રહેજો ને તનદરોશતી સાથે ઘણું ઘણું જીવજો!

ફ્રેની—તમે કેટલાં ભલાં છેવો? અમારા નેક ઇરાદાને તમો દિલની દુવાઓથી વધાવી લેવોછ. પણ મારાં મંમાં પપાને હજી પુછવાનું છે જો?

ફકીરજી—તે માટે તમે જરાબી બિહતાં રખે! હું ઓય જઇને પટ દેતો કે કેહી દેવા, તો ચટ દેતા કે હા પાહડે! હઉવે!

બચાં—હારે મરૂં! મારા હીખેલા ભણેલાં ને નામનાં પામેલા દીકરાને જમાઇ કરવા કોણ નાં પાડવાનું ઉતું?

લીમ—નહીં, નહીં, તમે એટલી બધી ઉતાવળ નાં કરતાં, નહિતો છબરડો થશે! એ વાત હમોનેજ સોંપો! લાગ જોઇ તેઓને સમજાવી રજા મેલવશું?

ફકીરજી—જેવી તમારી મરજી દીકરા, અમે તો હારૂં જોવાજ જીવીએછ!

જસુખાં—(અંદરથી) દીકરી ફ્રેની-ફ્રેનાં?

**ફ્રેની**—આવી પપા! (બધાંને) મને પપા તેડેછ તે હું જાઉંછજી! પછી મલશું!

(જાય છે.)

**લીમ**—માયજી—બાવાજી હું પણ જરા જઇ આઉંછ! આજે તક મલતાં સર જસુખાંની રજા મેળવી નકકી કરવા મંગ્છું છ!

**બચાં**—હારે દીકરા! વખત ખોહવામાં હાર નિહજો? લછમી ચાંહલો કરવા પછી ઘડી ઘડી ફરે નીંહ-જો?

(લીમ જાય છે.)

**ફકીરજી**—બચાં, ખોદાયજી આપણીપર કેવો મેહરબાન છેહ! આપણો લીમ જે બધું કરે તે આપુને પુછયા વનાં જરાએ નિહ કરે જો? ખુદા, હરવેને પેટે ફરજંદ આપે તે આવાંજ કહયાંમરા અને નેક આપે!

**બચાં**—ફકીરજી, આજનો દિવહ કેવો હારો છે જો? આપરે જુંવાન હતાં તિવારે પણ એવોજ એક દી આવેલો! કેમ ખરૂંની?

**ફકીરજી**—હઉવે! આંહરે તીહ વરહની વાતપર, આપણે જુવાન હતાં તે વખતે મેં તારા હાથની માંગણી કીધેલી તીવારે તું કેવી બીધેલી? ને નાહીને ઝાડને ઓથે ભરાઇ ગીએલી, તે બધું યાહ છે કે નીહ?

**બચાં**—હઉવે! પણ આપરો જમાનો સુવો હરમવારો હતો! આજ કાલનાં પોયરા પોરીનાં જેવી હિંમત તે વખતે કાંહ બરેલી ઉતીજે? પણ ઉંતો અરધી હુધરેલી, તેથી તારી હાથે ફરેલી ને પરણેલી.

**ફકીરજી**—ઉંતે કંઇ ઓછો હુધરેલો ઉતો કે? ખુદાયજીએ તેથીજ આપુને આવો હપુત દીકરો આપીને આપુનને હુખી કરેલાં! તે બાપનાં જેટલા પાડ માનીએ તેટલાં થોડા!

**બચાં**—હું તો એ માહરા ખુદાયજી પરથી મરી મરી જાઉં; તે રોજ દુવા માગું કે એ મારા રોહન-ચેરાગને જાંહ હોય તાંહ હદા હુખી રાખે!

**ફકીરજી**—બચાં, આજે તો મને હરખનાં આહું આવે! ચાલ જરા કહતી કરી તે, ખુદાયજી પાહે દુવા માંગીએ કે આપણો દીકરો જલદી ઠેકાણે પડે!

**બચાં**—ફકીરા, એ તો ખુદાનું કામ ખુદાજ કરહે!

(બંન્ને જણા અંદર જાય છે. બીજી બાજુથી સર જસુંખાં તથા ડો. લીમજી વાત કરતા આવે છે. તેની પાછળ પરીચેહેર અને ફરેની આવે છે.)

**જસુખાં**—ડોકટર લીમજી, મને તમારા થકી માહરી ફરેનીએ વાત કીધીચ!

**લીમજી**—સર જસુખાં. મેં તમારી બેટીનાં હાથની માગણી કરવામાં અનજેન્ટલમેન્લી વરતણુંક ચલાવી નથી, એમ તમો માનતાજ હોસો?

**જસુખાં**—ઓહ યસ! તમારા જેવા જેન્ટલમેનથી હમો એવીજ આશા રાખીએચ! છતાં ડો૦ લીમ, હમો તમુને મુબારકબાદી આપવાનું થોડો વખત પોસપોન્ડ રાખીયેછ!

**લીમજી**—જેવી તમારી મરજી સાહેબ!

(ફકીરજી તથા બચામાંય આવીને દુરથી વાત કરે છે.)

**ફકીરજી**—બચાં, જોયો કે તારો પોયરો પેલાં અમીર હેઠીઆ હાથે ભેલાય તે?

**બચાં**—હઉવે જોયલો! ચાલ ફકીરા, આપણે હાંન હલુકનાં થઇને આપણાં વહેવાઇ વહેવાણુને મલીએ!

**ફકરીજી**—હા ચાલ-ચાલ! તું જો તો ખરી કે કેવાં બધાંને છકક કરી લાખું તે? (નજીક જઇને.) હાએબ મેહરબાન હર-હાહેબ! કેમ છેવો? હારી પખે તો ખરા?

(જોશથી હાથ પકડી સેકહેંડ કરે છે.)

**બચાં**—(ઓવરણાં લેતાં) ઓ હું મરંરે મરં આવતાં મલતાં પરથી! કેમ છેવો માંય? કેમ છેવો બાવા?

(પરીચેહેરને કોટી કરવા જાય છે. તે સુગઇને દુર જાય છે. લીમ તથા ફરેની ધભરાય છે. જસુખાં દંગ થઇ ભોપે છે.)

લીમ—(બાજુ) અરરર, મોહસમોકાણ! માય-બાવાએ શું છબરડો કીધો?

ફકીરજી—કેમ હેહીઆ, બોલતા નીહ? હેવકને વીહરી ગએલા દેખું?

બચ્ચાં—મોટા લોક તે કાંય નિહ વીહરી જાય! પણ આમે કદી ભુહ્યે નીહ જો!

જમુખાં—(ભોંપતાં) હા, કાંઇ યાદ આવે છે! ભીમપોરમાં માહરી દીકરીને એકસીડંટ થયો તે વખતે તમેજ તેની સારવાર કીધીતી નહિ?

ફકીરજી—હઉવે, ને તે વખને આ માહરો ડાકટર દીકરો પણ તાંજ હતો!

લીમ—સર જમુખાં, એવો માહરાં માય-બાવા થાયછ!

જમુખાં—વોટ? આય ગામડયાં બોય, તમારાં પેરન્ટસ? હોરીબલ!

પરીચેહેર—માઇગોડ! આય તમારાં માંય-બાવા? કેટલું એબ્સર્ડ!

ફકીરજી—હઉવે, હઉવે અમેજ એનાં માય-બાવા! હર હાએબ, હવે આપણે છે તે કરીને વેહવાઇ લેહવાંન થાવાનાં!

બચ્ચાં—(કાટી કરવાં જતાં) ઓ હું મરી જાઉં વેહવાંન ને વહુપરથી! આય અમારા રોહુન ચેરાગને પહન્દ કરવામાં ફરેની માંયને ખુદાએજ બુઢ્ઢી આપેલીજો!

પરીચેહેર—નોનસન્સ-નાઉ કટ શોર્ટ ડીયર! એવાં ધનાગડાં પીનારડાં સાથે વાત કરતાં આપણને ઘણુંજ ખરાબ લાગેછ! (પગ ઠોકે છે.)

જમુખાં—ડો○ લીમજી, હમે તમોને કોઇ અમારાં જેવા પોઝીશન મેનનાં ફરજંદ ધારતાં હતાં, પણ હવે અમે તમોને ઓલખ્યાંછ! હમોને હમારી પ્રેસ્ટીજ ખોહવી નથી!

પરીચેહેર—હમોને પેહલાંથીજ ખબર હોતે તો હમારી કંપનીમાં તમુને દાખલ કરતેજ નહિ! નાઉ-ટુ-લેટ! (જવા કરે છે.)

ફકીરજી—હર હાએબ, અમે ગાંમડીયાં છિએ તે થકી તમો હાનાં હુગાવો છ?

પરીચેહેર—પોઝીશનની એવા ગામડયાને ખબરજ શું હોય?

**લીમ**—સર જસુખાં, મારાં માય-બાવા ગામડેનાં રેહવાસી છે ખરાં, પણ તેથી કોઇબી રીતે મેનર્સમાં શહેરીઓ કરતાં ઉતરતાં તો નથીજ !

**પરીચહેર**—ઓ કવાઇટ ! ડીયર હવે આપુને એ લોક સાથે વાત કરવી મુદલ છાજતી નથી.

**ફરેની**—મંમા, તમે જુઠાં ઉસકેરાવોછ ! તમોને ડોકટર લીમજીનાં માય-બાવા સાથે શું કામ છે ? એવણ તો આપરી સોસાયટીને દરેક રીતે લાયકનાં છે.

**જસુખાં**—દીકરી, બસ કર, હવે એવી હલકી કંપનીથી તદન દુરજ રેહજે.

**પરીચેહેર**—સરટન્ટલી દીકરી. ચાલ અહિંની હવા પણ અમોને ગમતી નથી !

**બચાં**—(ગભરાઇને. ) મરે, અવે હું કરૂં ? ફકીર, એ હું કેહવાય ? એ લોક તો આપુને જોઇને હુગાઇ મરે ? (તેવોને) બાવા, હવે આપણે વેહવાઇ વેહવાંન.

**જસુંખાં**—ખબરદાર ! વેહવાઇ કોણ ને વેહવાન કોણુની ? તમારા દીકરાને માહરી દિકરી વચ્ચે કોઇ વાતનો સંબંધ નથી !

**બચાં**—મુઇરે હું કાહાંની કાંઇ ઓરખાણ પાડવા વીરમાં પડી ? એવું જાણતે કે લીમના માંય બાપ થવા થકી અમાંરેથી હુગાહો તો અહિં આવતેજ નહી ! (પગે પડી) બાવા માફ કરો (રડે છે.)

**લીમ**—માયજી તમે ના દલગીર થાવો ! એ લોક આગલ આપણું ગરીબનું પોઝીશન એટલુ હલકું ના કરો !

**ફકીરજી**—દીકરા માફ કરજે ! મારીજ ભુલ તીઓલી ! હુંજ હર હાઓઅને મલવા ફુટી નીકરેલો (બેઉ હાથ જોડીને) હાઓબ અમુંને માફ કરજો ! એમજ ધારોકે અમે એનાં માય બાપ નતીજ ; પૃછી કાંઇ છે ? અમે તો અમારા દીકરાના હુંખમાંજ હુખી, નીહતો બરસું ! અમારૂ જીવતર !

**બચાં**—હા મરૂં અમે અભાગયાએ અમારા રોહન ચેરાગના હુખમાં નડતલ લાખવા કાંહથી ફુટી નીકળયા ?

લીમ—માયજી બાવાજી તમે હવે કસુંજ ના બોલો ! તમે એટલાં બધાં નમીને હલકાં થાવોછ, એ મને નથી ગમતું !

પરીચેહેર—હવે તમે લોક અમારી પર જુદી આશા નાં બાંધતા એથી અમારૂં પોઝીશન લો થશે ! (બન્ને જણા જવા કરે છે તેને રોકતાં)

ફકીરજી—બાઇ હાએબ અને હર હાએબ મને માફ કરો તો કે હું, આટલા ખફા ના થાવો. બાપા, ખુદાએ અમોને એક આવો હપુત બેટો આપયો તેથી હમે સુખી છીએ ! પણ એના હંધાતા હુખમાં ભુલથી અમારાથી આડું પડાયું તેથી માફ માંગીએ. તમે કેહો તો અમે એવે દુર દેહાવર જઇશું કે, તમે મોટાં લોકને કોઇ આંગલીએ નીહ દેખાડે કે, ડૉ૦ લીમજી અમો જેવા ગરીબ ગામડયાનો બેટો છે. હાહેબ એ હમારો એક પુરો રોહન ચેરાગ છે. એ માહરો દીકરો લાખ ઉમરાવમાં એક છે. તે જેટલો ભણેલો તેટલોજ માંય બાપ પર જાન આપનાર છે, એવા તાબેદાર હપુતનાં જોડાતાં જોડાણમાં હમોરી ભુલ થીએલી તે હુધારવા તમે કેવો તેમ કરહું બાપા !

બચાં—હા, બાપા, મરી જાઉં બધી ! મારા ફકીરજી ખરૂંજ કીહે. તમો બધાંને જી ભરૂં, મારા દીકરાનું દીલ નાં દુખાવો ! જો માહરાથી આ બેડપરથી આવરાઇને મરી જાવાનું હોય, તો ઉં મરી જવાબી ચુકું નીહ ! મોટ્રાં બાઇ હમને માફ કરજો ! મારા દિકરા લીમને નાં તરછોડો ! ભલે અચોને તુછકારો પણ માહરા હપુતને હપોવહે તો ખુદાયજી તમોને લાખો લાખ ઘણું હુખ આપહે !

લીમજી—(સંતાપથી.) માયજી, બાવાજી, બસ કરો ! ખુદાને ખાતર બસ કરો ! તમે તમારા હાથે હલકાં ના પડો !

પરીચેહેર—કેવું ખરાબ લાગેચ ? જાણે ભીખારડા ભીખ માંગી રહયાંચ, અમારાં નામને હિણું લગાડી રહયાંચ !

લીમ—સર જસુખાં ને લેડી પરીચેહેર, મારા અશરાફ માંય બાપ તરફની તમારી આય ધિક્કારના જોગ ચાલ હું હવે વધુવાર સાંખીશ નહિ ? મારા માય બાવા ગરીબ ને

ગામડીયાં છે તો ખરાં, તેથી કંઈ એમ નથી ઠરતું કે તેઓ હલકાં ને નિચ છે? તેમની ગરીબાઈ તે કંઈ હીણુપસ્તી નથી, ને તમારી તંવગરી તે કંઈ મોહટાઈ નથી. ખરી મોહટાઈ પઈસામાંજ નથી, પણ સાલેહસાઈ અને ભલામણસાઈમાં સમાયલી છે. મારા પેરન્ટસ જો કે પઈસે ગરીબ છે, પણ તુમારી તંવગરો કરતાં તો લાખ દરજ્જે ભલાં, ભોલાં, અને દીલે ઉદાર છે! મીસ ફ્રેની મારે લીધે તારૂં દિલ દુખાયું હોય તો માફ કરજો! સાહેબજી!

ફ્રેની—( હાથ લાંબો કરતાં ) લીમ–મારા લીમ, હું તમોને થયલું અપમાન મને થયલું સમજુંછ! ( રડતાં ) મમાં–પપા મારૂં દિલ લીમ ઉપર છે પછી તેવણ ગમે તે છે તેની મને પરવા નથી!

જમુંખાં—હલકાની કંપનીમાં ફ્રેનીનાં ટેસ્ટ પણ હલકા થયાછ! દિકરી એવાથી દુરજ રેહજો!

ફકીરજી—( હાથ જોડી ) હાહેબ અમોને, માફ કરો! તમે કેહો તાંહ જઈ રેહું! ખેતર પાદર છોડી તમોને કદી મોહડું વટીક નિહ દેખાડ હું, પણ અમારે થકી અમારા દિકરાને ના હીણો.

લીમ—બાવાજી, તમારૂં જે અપમાન થાયછ તેમાં હું મારૂં પોતાનું અપમાન સમજુંછ (ખેચતાં) ચાલો તમો ને એવાને નમવાનું કે એવાનાં પગ પાણી કરવાનું કંઈ કારણ નથી. (ફ્રેનીને) ફ્રેની મને ભુલી જજે!

ફ્રેની—લીમ!–મારા લીમ!

જમુખાં—ગેટ ગો!

પરીચેહેર—આપુને એવાંની દરકાર નથી!

ફકીરજી–બચાં—અમારા દિકરાને થકી એટલી "સીખ" આપો!!!

ફ્રેની—(સ્વગત) ઓ ખુદા?

લીમજી—(સ્વગત), ઓ ખુદા!

(સર જમુખાં ને પરીચેહેર ફ્રેનીને એક તરફ ખેચે છે તે કગળીને લીમ તરફ હાથો લામ્બા કરી ટીંગાય

હીરાંબઇ—સબર માકા. આવી તોફાની રાતે તું કાહ જશે ? સહવારે જલદી ઉઠીને જજે. અરે દોરાબજી આય ખબર જાણશે તો પોતાની બિમાર હાલતમાં વધુ દુઃખી થશે !

માંકો—બાઇજી તમે શેઠ પાસે જાવો ને બધી વાત જણાવો તેટલાં હું ખાનબાહદુર રતનશાહને ત્યાં જઇ તપાસ કરી આય આવુંછ !

હીરાંબઇ—ત્યારે તો જલદી જા ! હું પણ તાંહ આવી તેમને મલુંછ અને તેવણુની સલાહ પુછું !

માંકો—(જતાં) બાઇ ધભરાતાં રખે ! ખુદા ચાહે તો હું તેમને હવે જલદીજ શોધી કાહારાશ (જાય છે.)

હીરાંબઇ—ઓ ખુદા શું મારા જીગરને શાન્તી મલશેજ નહિં ? અરે મુઇ હું અભાગણી (જાય છે.)

(લવજી દાખલ થાય છે અદી બારણા પર રહે છે.)

અદી—વેલ લુક શાર્પ !

લવજી—કોઇ નજરે પડતું નથી ! સુમસામ કેમ છે ?

અદી—જરા આગલ વધી જો કદાચ શેહેરાં અંતરે આવી હોશે !

(લવજી અંન્દરતું બારણું ખોલી ડોકાવી જોય છે !)

લવજી—ઓલ્લો ! તાંહતો બધાં સાથે મલી કંઇ ગંભીર ગુફતેગો કરેછ !

અદી—અને શેહેરા ?

લવજી—( ધારીને જોતાં ) માત્ર તેમની સફમાં શેહરાંજ નથી !

અદી—( નીસોસ બના બેસે છે. ) ઓ ! હવે કદી તેણી પાછી મને મલશે નહિ ! તેણીનો મનોહર મુખડો હવે ફરી નજરે પડશે નહિ. ઓ ખુદાં તું મારાં જીગરની અરજ મંજુર કરી, માહરી શેહરાં મને પાછી મેલવી આપ !

લવજી—ના હિંમ્મત નાં બન ! હું ધારૂંચ કે તેણી અહિંજ આવી હોસે !

અદી—મેં શેહરાંની શોધખોલ કરવામાં એકબી ખુણું બાકી રાખ્યું નથી ! મારી છેલ્લી આશા તો તે અહીં મલશે એવી હતી ! જો તે અંહી નહિ હોશે તો ખચીત હું કંઇ બુરૂં થયલું માનસ !

અદી—મને લાગેછ કે તેણી નામોશીનાં દુખથી આપઘાત કરી મુઇ હોશે ! મારેજ હાથે તેનું ખુન થયુંછ, ઓહ ( માથા પર મારે છે. ) એ ખ્યાલ મને દીવાનો બનાવેછ,

લવજી—જો તેઓની વાતચીત પુરી થયલી લાગેછ ! તેઓ તુંને અહીં આવેલો જોઇ વધારે ગુસ્સે થશે ! તેમાં શહેરાં તારો આશરો છોડી ચાલી ગઇછ એમ જાણસે તો તુંને બેહોરમત કરી કાઢી મુકશે !

અદી—ત્યારે તો તું તારી ડોલીને છુપેથી મલ ને બધી વાત મેળવ. હું પેલી નદી આસપાસ ફરતો રહી, તારી રાહા જોઉંછ !

લવજી—હા જા, હું બધી ખબર મેલવા વીજલી પેઠે દોડી આઉંચ ?

અદી—( જતાં જતાં નિસોસ થાય છે. ) મને જો અંહિ શહેરાં નહિ મલશે તો મારી આશા સદાંની નાબુદ થસે ! ( જોય છે. )

લવજી—ગરીબ છોકરો ! એનું મગજ હવે ફરી જશે ! હઇયું તુટી જશે. છતી જુવાનીએ આ જખમ એને બુઢો ને બરીયલ બનાવશે !

ડોલી—( અંદરથી ) ફુઇજી હું બારી બારણાં તપાસી જોય આવુંછ !

લવજી—ઓ હો ! એ તો માહરી મટુકલીનો અવાજ ? મને એકાએક જોશે તો ડરી જશે, સામી હેબતી જશે ! ત્યારે શું કરૂં ? લાવ જરા છુપાઇ જઇ તેણીને હિંમ્મતવાન બનવાની તક આપું !

( પોતાની ટોપીને લાકડી, ખુરશીપર મુકે છે ! પોતે ટેબલ તળે છુપાય છે ! ડોલી દાખલ થાય છે !

ડોલી—( ધસારા બંધ આવતાં કોટ લાકડીપર નજર પડે છે. ) માહરા ખુદાય ! આય લાકડી ટોપી કોણની ? એ તો માહરા વહલા લવજીની જણાયછ ! તે અહિં સુધી આયોબી ને એક બોલ કહયા વગર ચાલી ગયો ? (લવજી પછવાડે ઉભો રહે છે !) પથ્થરનું હઇયું ધરાવનાર મરદો એવાજ હોયછ ! ( આંખ પાણી ભરી ! ) આવાં કઠોર હઇયાના માણસો પેદાજ કાંય થયાં હશે ? આવા બેવફા મરદની ઇનતેજારી હું હવે વધુવાર શાંખીસ નહીં ! મને

હંમેશાં કેહતો હતો કે તુંને જોયા વગર મારો એકબી દિવસ સુખી નીવડતો નથી, છતાં મને દાહાડાઓ થયાં મલતો નથી! ( લવજી પોતાના હાથો ડાલીની આંખ પર મુકે છે. ) કોણ લવજી? એ એમ છુપઇ કાંય બેઠાં? એ એમ ઘેલાં કાંય કાઢોછ? (લવજી વાંકો વલી નમન કરે છે.)

લવજી—માહરા પ્યારની દેવીને ગુડને પડી નમન કરૂં! બે હાથનો છતાં ચાર હાથનો બની શર્મો હયા કરૂંછ!

ડાલી—મને તો ડોન્કી જેવા દિસોછ!

લવજી—તમારી ઉંચી કોમપલીમેન્ટ માટે હું મગરૂર છેઉં! ડોલી, મારી વહાલી માહરૂં માંન, જરા દે ધયાન, છું હું કુરબાંન, થા તું મહેરબાન!

ડાલી—તમારા આવા બોલોની હવે મને સ્હેજબી દરકાર નથી!

લવજી—પણ મને તો મારી પયારીની દરકાર છે?

ડાલી—હવે તો આય જીગરને તેની સેહેજબી પરવા નથી!

લવજી—ડીયર તકરાર છોડી પેલીની ખબર આપ!

ડાલી—પેલી! તે કોણ?

લવજી—વળી કોણ! શરેરાં અરદેશર જસુખાંનો એક બમનુ નામે શુબખ નોકર છે! તેણે અમુને એવાતો રખડાટમાં નાખ્યાછ કે જે બધી વાત શહેરાંએ તુને કહીજ હોશે!

ડાલી—તે મને કાંહથી કહે? એક વર્ષ થયું ચેહરો વટીક કોઇએ જોયો નથી!

લવજી—શું શહેરાં અતરે આવીજ નથી!

ડાલી—નહિ! પણ તું એ શું ઘેલુ ગાંડુ બકેછ?

લવજી—ડીયર શું તું કંઇજ જાણુણી નથી; શહેરાં એકાએક પોતાના ધણીનો આશરો છોડી નાહસી ગઇછ?

ડાલી—લવજી, લવજી, એ શું બોલોછ? સમજ પડે તેમ બોલો ખુલાસો કરો!

લવજી— ડોલ, તું નાં ઘભરા, બેસ હું તુંને સમજ પડે તેમ બધું કહેઉંચ!

ફેરામજી—( અંન્દરથી ) ડાલી-ડાલી-દીકરી કાંહ છે?

ડાલી—(ઉઠતાં) ફુવાજી મને તેડેછે, હું જઇ આઉંચ !

લવજી—ત્યારે તો હમણા એ વાત જવા દે ! તું જલદીથી પેલી નદી કાંઠે આવી મને મલ ત્યાં હું તુંને સઘલી વાત ખુલાસાથી જણાવશ.

ડાલી—જાવો ડીયર, હું ફુવાજીને દવા આપી, જલદીજ તમુંને આવી મલુંછ.

દોરાબજી—(અંદરથી) દીકરી ડાલી તું આવેછ કે ?

લવજી—(જોઇને) એવણ પોતેજ તારી પાસે કાંય નથી આવતાં ? સામા ઉભા રહી તેડ તેડ શાનાં કરેછ ?

ડાલી—ગરીબ બીચારા ફુવા. તેવણ બંન્ને આંખે અપંગ થયાછ.

લવજી—બંન્ને આંખો ખોઈ બેઠા ? કયારે ?

ડાલી—લવજી તમો અહીંથી ગીયા પછી એવણે રતનશાહ તરફથી કોઇ ચોંકાવનારી ખબર સાંભલી. માઠી ખબરની અસરથી એવણ 'બ્રેન ફીવર'થી પટકાયા, ને લાંબા દિવસવેર મોત જીવત સાથે લડીને પાછા ટતાર થયા; તે દરમ્યાન એવણની બંન્ને આંખોની રોશની ગુમ થઇછ, બીચારા સદાના આંધળા થઇ બેઠાછ. (લવજી દલગીર બને છે, દોરાબજી લાકડીને ટેકે આસતે આસતે આવે છે.)

દોરાબજી—દીકરી ડાલી કેમ મને જવાબ નથી આપતી ? મારી પાસે કાંય નથી આવતી ?

ડાલી—ફુવાજી માહરા હાથમાં કામ હતું તે પુરૂ કરી આવતીતી જી.

દોરાબજી—દીકરી, જરા પીવાનું પાણી તો આપ.

ડાલી—વારૂં ફુવાજી આય લાવી.

(ડાલી લવજી સાથે દુર જાય છે, દરવાજાપર બંન્ને ધીમે વાત કરે છે. દોરાબજી ચોંકી શકમંન્દ બને છે.)

લવજી—ચાલ ડીયર, હવે હું જાઉંછ.

ડાલી—હાજી; હું આય તમારી પછવાડે આવી.

દોરાબજી—આય કોણુનો અવાજ ? અહીં બીજું કોણ છે ?

ડાલી—શું છે, શું છે, ફુવાજી ?

દોરાબજી—હમણાં અવાજ કોણનો આયો ?

ડાલી—(પાંણી કુજામાંથી કાઢતાં) મેં તો કાંઇ નથી સાંભલ્યો ! કંઇ પવનનો ખખડાટ થયો હોશે.

દોરાબજી—મને કોઇનો અવાજ સંભલાયો હંઇ કોઇ બીજુંબી છે દીકરી ?

ડાલી—અહીં બીજું કોઇ નથી. એ તો પવનથી બારી ખખડી હોશે. તેનો અવાજ આયો હોશે !

દોરાબજી—નહિં નહિ હવે મને બધાઓ છેતરેછ, આંખો વગર હું તદન નાચાર થયોચ, તમે લોક જે કેહવોછ તે મારે માનવું પડેછ.

ડાલી—(વાત ઉડાવતાં) ફુવાજી આય પાણી પી જાવો.

દોરાબજી—(રહેજ પીધા પછી) આય પાણી જીગરને કેવી થંડક આપેછ ? એવીજ તાહડક મારી આંખનાં ગુમ થયલા પાણીને મારી બેવચની બેટીએ આપી હોતે તો કેવું સારૂં ?

ડાલી—(કાટી કરી) ફુવાજી જીવને બલાપાથી નાં બાળો, હું તમુને દરેક તાબેદારીથી સુખી કરસ.

દોરાબજી—અફસોસ હું મારા આવા વખતમાં તારા જેવી ઉધરતી દીકરીપર ફોકટનો બોજો થઇ પડયોછ. જો દીકરી હીરાંને મોકલ મને તેની સાથે કંઇ વાત કરવીછ.

ડાલી—વારૂં ફુવાજી (જાય છે જતાં મનશે) આજે રાતનાં શહેરાંની ખબર નહિ મલે ત્યાં સુધી હું કદી બીછાને જઇ સુઇ શકશ નહિ.

(ધીમુ મ્યુઝીક વાગે છે બહારથી બારી ઉઘડે છે. શહેરાં બહારથી ડોકાવી જોતાં હાય મારી માથું પટકે છે. દોરાબજી ઉઠી બોલવા જતાં મ્યુઝીક અટકે છે.)

દોરાબજી—(ફરી પાણી પી ગ્લાસ મુકતાં) ઓ આય ! થંડુ પાણી વટીક માહરા જીગરને તાહડક આપતું નથી. ઓ માહરી વાહલી બેટી......હવે તુને શામાટે આય દુઃખી બાપ કહદુવા દેય ?

માહરૂં જખમી જીગર આજે સીસાં જેવું ભારી થઇ ગહયુંછે. ખુદા હું મરતે તેજ બેહતર ! મોતમાંજ મને સુખ મલતે ! (શહેરાં બાપનો હાલ જોઇ નીસાસો નાંખી બારીપર માથુ નાંખે છે) હાયનો અવાજ? ત્યાં કોણ છે? ત્યાં કોણ મારે માટે હાયનો નીસાસો નાંખેછ? હીરાં હીરાં જલદી અહીં આવ. જો બાહર કોણ છે? (શહેરાં ધભરાઇ બારી બંધ કરી નાહસે છે. હીરાંબઇ દોડી આવે છે.)

**હીરાં**—શું છે? કોણ છે?

**દોરાબજી**—હું શું જાણું કે કોણ છે? મેં કોઇનો અવાજ સાંભલ્યો.

**હીરાં**—(શકમન્દ બની ) કોઇનો અવાજ તમે સાંભલ્યો?

**દોરાબજી**--હા? મેં દુઃખની હાય કોનો કાન શાંભલી.

**હીરાં**--(બારી પાસે જઇ મનસે) શું માહરી દીકરી શહેરાં હોસે? ઓ ખુદા એજ માહરૂં બચ્ચું હોવું જોઇએ? ઓ માહરૂં બચ્ચું આવાં વરસાદનાં તોફાનમાં બાહર રખડે? ઓ કેવો સંતાપ! (માથું કુટી પાસે જાય છે.) દોરાબજી કદાચ હું તમુને આય અવાજનું કારણ જણાવીશ.

**દોરાબજી**—એટલે? તું શું કેહવા માગેછ?

**હીરાં**—દોરાબજી જો આજે આપરી બેટી આપરાં બારણાં પાસે આવે તો તમે શું કરો?

**દોરાબજી**—શું કરૂં? તેની હાજરી જાણતાંજ તેણીને હાંકી કાઢું.

**હીરાં**—ઓ તમે કેટલા ધાતકી છેવો?

**દોરાબજી**—એજ બેટીને લીધે હવે આય બાપ ઘેરે ઘેરે ભીખ માંગશે, તું માંય જેવી માંય લોકોનું વકીતરૂં કરશે. ભુખમરો, ને કંગાલ્યતનો બોજો એજ અભાગણી બેટીને લીધે આપુને ખમવાં પડશે.

**હીરાં**—એમ કાંય બોલોછ? બલા-જાણે તમારી ને મારી.

(શેહરાં બારી આગલ છુપી ઉભી રહી સાંભલે છે.)

**દોરાબજી**--હવે આપણું ફરજ ફેરવવાનો વખત આયોછ! જે મારી

માલમીલકત કેહવાયછે તે તમામ ખા૦ બા૦ રતનશાહને ગીરવી મુકેલી છે. હું તેમનાં કરજનો બોજો ઝાઝા દિવસ ખમી શકવાનો નથી. આજે મેં તેવણુને બોલા વયાચ કે આવીને તમામ માલમીલકતનો કબજો પોતાને હસ્તક લેવો.

હીરાં--દોરાબજી તમે શું કદી તેને માફ નહીજ કરશો?

દોરાબજી--હરગીઝ નહી. આપણાં મનથી તો તે સદાની મુવેલી છે. (શેહરાં દુઃખથી નીસાસો નાંખી ચાલી જાય છે.) વળી પાછો તેજ હા;યનો અવાજ આયો?

હીરાં—હું જઇને જોઇ આઉંછ. પણ દોરાબજી જો આપરી શેહરાંજ હોય તો?

દોરાબજી—ઉંબરથી નહી ઓળંગવા દેઉં! આજે તોફાની રાત લાગેછે, રતનશાહ આવે તેમ લાગતું નથી. બારી બારણાં બંધ કરો. હું હવે મારા રૂમમાં જઈ પડું છ, સહવારે રતનશાહ આવે ત્યારે થઇ રહેશે.

(દોરાબજી ટંતોસતો અંદર જાય છે)

હીરાં--ઓ ખુદા અમો સઘળાં છાપરાં તળે આરામ કરીએ ને અમારૂં બચું ઘેરબાર વીનાં બાહાર રવડતું ફરે? આય કેવો તારો કોપ? (વિચારી) હું હમણાંજ રતનશાહને તેડી લાઉંછ! તેવણજ આય પત્થરનાં હઇયાને પીગલાવી શકશે. (હીરાંબઇ રડમસ બની બાહર જાય છે. બારણું અલગું રાખે છે. શેહરાં છુપાતી દાખલ થાય છે.)

શાહેરાં—(રડમસ બની) આય માહરૂં બાપીકુ મકાન! તેમનુ હું એક-પુરૂ બચું! મે મહારૂં બચપણુ આય મકાનમાં કેવાં સુખમાં ગુજારયું હતું? અહીંજ મારા માયનાં પગ પાસ બેસી તેમનાં ઓળામાં ઉંઘાતી હતી. અહીંજ અમો બેસી બન્દગી કરતાં હતાં. ઓ બાવા! બાવા! આખરે ખુદાએ તમારી ફરીયાદ સાંભળીછ; માહરીપર તમારી કદુવા વરસી ચુકીછ. (શેહરાં બેસે છે અને ટેબલપર માથું નાંખી રડે છે. રતનશાહ આવે છે)

રતનશાહ—(મનસે) આવી તુફાની રાતે દોરાબજીએ મને કાંય તેડ

વચો હોશે ? કદાચ તેમને શેહરાંની ખબર મલી હોશે ?
એ કોણ સુતુંછ? ડાલી ! ડાલી ! (રતનશાહ માથુ નાંખી પડેલી શેહરાંને, ડાલી સમજી માથાંપર હાથ મેલે છે. તે નજર ઉઠાવતાં બન્ને હેરત થાય છે) કોણ શેહરાં ? તું અહીં ? માહરા ફરેસ્તા તું પાછી આવી ? એ ખુદાની મેહર ગણુંછ. તું માહરે માટે જીન્દગીની ખુશાલી લાવીછ, તારા દુખી બાપને માટે શાન્તી ને સુખ લાવીછ !

શાહેરાં—(દુર થતાં) મારા મહેરબાંન, માહરી હવે તારીફ ના કરો. માહરી સાથે વાત વટીક ના કરો. આય ઘેરમાં હમેશાંની નામોશી અને દુઃખ લાવનાર હુંજ મુઇ અભાગણી છેઉં ! મને જવા-દો (જવા કરે છે)

રતનશાહ—(થોભાવી) હવે તુંને જવા દેઉં ? નહિ, કદી નહિ. શું તું દુઃખ અને નામોશી અતરે લાવીછ એમ માનેછ ? નહિ નહિ મારા ફરેસ્તા તે હું કદી માનું નહિં.

શાહેરાં—પણ તમે માહરી બધી વાત જાણતા નથી.

રતનશાહ—હું તે સઘલું જાણુંછ કે પેલા બદમાશે તુંને દગાબથી ફસાવી છે, પણ તારા દોસ્તનું જીગર, એક માતાની ગોદ, અને એક જઈફ બાપનો આશરો તારે માટે ખુલ્લો છે.

શાહેરાં—તમે શું બોલોછ ? તમું ! ખબર નથી. મેં હમણુંજ મારા બવાને બોલતા સભાંળીયા કે "તેવણ મને મરતાંબી ઘેરમાં દાખલ કરશે નહીં. આવતી કાલે તેઓ આય મકાન ને માલ મીલકત તમુંને સોંપી રખતાં થશે. એ બધું મારી નાફરમાની અને નામોશીભરી ચાલને લીધે થયુંછ. આ બધી ખરાબીમાંથી તેઓને કોણ બચાવી સકશે?

રતનશાહ—તુંજ તેઓને બચાવી શકશે. તું જો મારીપર હવે મહેરબાંન થશે તો મને હજારો ઘણું માંગતા પેટે મલી રહેશે.

શાહેરાં—એટલે ? તમો મારી પાસથી શું માંગોછ ?

રતનશાહ—તું તારૂં વચન પાલ ને મારી પરણેતર બન !

શાહેરાં—હવે હું મંડલીથી બાતલ થયલી, નમોશીમાં પડેલી છેઉં. જેણે

ઇજ્જત, આબરૂ અને જીન્દગીને કલંક લગાડયો તેવીથી હવે તમે શું મેળવી શકશો ?

…હુ—શહેરાં તું ગમે તેવી ડગાઇ હોશે. જુઠઠાં લગ્નથી ગમે તેવી નામોશી પામી હોશે! છતાં હું તાહરી સાથે ફરી પરણવામાં મગરૂરી સમજશ. જો તું માહરી સાથે હજુબી પરણુસે તો હું તારા માયબાપને બચાવી લેવશ.

…રાં—(ઘભરાઇ) હવે હું શું કરૂં ? મને કશું સુજતું નથી.

…નશાહ—(સામે થઇ) શહેરાં બધાંનું નાશ પામેલું સુખ ફરીથી સજીવન કર. તાહરે મોહડે ફરીથી બોલ! મને વચન આપ!

…હેરાં—એક શરતે!

રતનશાહ—અને તે શરત શું ?

શાહેરાં—મારા બાવાને તેડો, તેવણ હવે અપંગ થયાચ, એટલે મને જોઇ શકશે નહી. મારી હાજરીમાં જો તેવણ પોતાના કરજનાં બદલામાં મને તમારી સાથે પરણાવવા કબુલ થશે, તોજ હું મારો હાથ તમારા હાથમા આપશ.

રતનશાહ—(માથાથી હાથ ચુમી) ઉદાર છોકરી! હું ચાહુંછ કે ખુદા તુંને તાહરા ઠેકાણ ઉપર કાયમ રાખે. હું આયજ ઘડીએ તારા બાવાને તેડી બધું સમાધાન કરૂંછ!

(અંદર જાય છે.)

શાહેરાં—(મનસે) આય ઉમરાવ જીગરના મરદને મેં ફરી બીજું વચન આપ્યુંછ! આય વખતનું વચન હું માહરા દુઃખી જીવના ભોગે જરૂર પાલીશ!

(શહેરાં બાજુ જઇ માથું ટેકવી ઉભી રહે છે! રતનશાહ દોરાબજીનો હાથ પકડી લાવીને બેસાડે છે!)

દોરાબજી—કેમ રતનશાહ શેઠ તમે અંદર કેવી રીતે દાખલ થયા અન્દરથીતો બારણાંને સાંકળ હતી! (શહેરાં …ગી રીતે દોરાબજી માટે ખુરશી મુકે છે.)

રતનશાહ—દોરાબ… … … … …પતે તેડાંવ્યો! … કામ



દોરાબજી—(ખુરશીપર બસતી) રતનશાહ શેઠ તમે અમુને

ખરા દિલસોજ દોસ્ત તરીકે આજ વેર મદદ કીધીછ.
છેલ્લા સાત વરસ થયાં હું તમારાં કરજમાં ડુબેલો છેઉં.
મને આશા હતી કે મારી બેટીની સગાઈથી હું તે ફેરવી
શકશ ! પણ તેતો વચન તોડી ચાલી ગઇછ ! હવે ખેતી
વાડી માંગી હું તમારૂં કરજ ફેરવી, મારી માલગીલકત
છોડવી શકું તેમ નથી! મારી તમામ આશાઓ આંખો
ખોતાં નાશ પામીછ ! આય તમામ માલમિલકત જે આજે
મારી છે તે કાલે તમારી ગણાશે. સહવાર પડતાંજ એ
માલ મીલકતનો કબજો તમોને સોંપવામાં આવશે !

**રતનશાહ**—દોરાબજી એ વાત હમણાં જવા દેવો ને મારૂં સાંભળો;
તમારા કરજનાં બદલામાં શહેરાંને મારી બઈરી થવા એક
વાર ફરીથી રજા આપો !

**દોરાબજી**—એટલે તે શું તમુને હવે પરણી શકશે ? એ શું બોલોછ ?

**રતનશાહ**—કાંય નહિ? તમે શું નથી જાણતાં કે તે હવે છુટી છે ?
અરદેશરે તેણીને ખોટાં લગનથી સરીયામ ઠગીછ; તેથી હવે
શેહરાં વધુ વાર તેની કાયદાથી બંધાયલી પરણે તર રહી નથી!

**દોરાબજી**—કાયદામાથી છુટીય ? નામોશીનાં કલંક સાથે ? એવા કાય-
દાથી છુટી થયેલીને તમે પણુશો ?

**રતનશાહ**—હા ! હા !

**દોરાબજી**—નહિ ! નહિં ! હું તે કબુલવાનો નથી. તેણી હવે કદી બી
માહરાં કરજના પેટામાં એક પાઇ પણ ફેરવી શકશે નહિ !

**રતનશાહ**—દોરાબજી માહરૂં જરા સાંભળો !

**દોરાબજી**—એક હરફ઼ગી નહી ! એ નાફરમાન અને બે વચની દુકતી
એ આપુને પુરતા ઠગ્યાંછ, તેમજ પોતે પણ નામોશીનાં
ગારમાં ડુબીછ. તો તેની એક નાલાયક બેટી તમારાં
જેવા ઉમરાવ શેઠયાને પણવાને કદીબી લાયક નથી !

**રતનશાહ**—(શહેરાં નજદીક ઉભો રહી ! ) ત્યારે તમે મને પરણવાની
રજા નથી આપતા ?

**દોરાબજી**— હરગેજ નહિ !

**રતનશાહ**—ઘણું સારૂં. ત્યારે હવે માંરૂં સુજયું હું કરી લેવશ ! તમારી
'રજામંન્દી વગર હું શહેરાંને પરણી જવશ !

દોરાબજી—(ગુસ્સાથી ઉઠી) ઠીક—ઠીક ઘણું સારૂં! રતનશાહ શેઠ સાહેબજી! હવે તમે સિધારો! (દોરાબજી તંટોરસ્તો ગુસ્સામાં ચાલી જાય છે)

રતનશાહ— (શહેરાં ચુપચુપ પડી રહે છે, તેનું માથુ પસવારતાં) આય એક પથરથી પણ સખત હૃદયાંનો બાપ છે! શેહરાં તેપર ધયાન નાં આપ! ખુદા ખાતર કાંઇ બોલ! મને જવાબ દે?

શાહેરાં—(સામે આવી) રતનશાહ તમે મને હજુબી ચાહોછ?

રતનશાહ—(હાથ પકડી) માહરી જીંદગી કરતાં પણ વધારે! આય દુનીયાંથી પણ જયાદા!

શાહેરાં— જો મને ચાહતા હોવ તો! હાલમાં મને છોડી જાવો, આજની રાત મને વિચાર કરવા દેવો. હું ધારૂંછું કે સહવારે સદા માટે સઘલાનું સારૂંજ થશે!

રતનશાહ—ત્યારે કાલે સહવારે મલવાની આશા રાખું?

શાહેરાં—હા! આશા રાખો! (સ્વગત) હવેતો પેલી જેહાનમાંજ?

રતનશાહ—ત્યારે સાહેબજી. હમણાંતો હું જાઉંછ! ખુદા તુંને આખી રાત સુખની ઉંઘ આપે એ મારી દુવા છે!
(શેકહેન્ડ કરી માથું પસવારી બહાર જાય છે!)

શાહેરાં—(મનશે) હવે તમામ થઇ ચુકું! મારો અંત હું હવે જાણી શકુંછ! મને મારો રસ્તો મલી ચુકોછ! હું પેલીજ નદી પાસે જવસ કે, જે નદીનાં પાણીએ આય ઘેરમાં આટલી બધી નામોશી, આફત અને સંતાપ લાવી નાખ્યાછ! તેમાં હું મારા તમામ દુખો અને પાપોને દુબાડી દેવશું! (જતાં જતાં) મારી બચગીનાં મકાંન તુને છેલ્લી સલામ! સુખીયાદો તુને આખરી સલામ! માયજી બાવાજી હવે ખુદા તમુંને તન અને મનનુ સુખ આપે, તનદરોસ્તી સાથે સદા સુખી રાખે એ મારી છેલ્લી દુવા છે!
(જાય છે! બીજી તરફથી દોરાબજી ટંટોરસ્તો આવે છે.)

દોરાબજી—હીરાં હીરાં હું કાહારનો તેડુંછ તે જવાબ કાંય નથી આપતી? હીરાં આજે રાતનાં બાહર ગેઇછ કે શું?

રતનશાહ, હીરાં, ડાલી (કાન ધરી) કેમ કોઇ જવાબ નથી આપતું! ઘેર તદન સુનુ વેરાન બની ગીયું'છ! એ શું કેહવાય કોઇ મલે નહિ?

માંકો—(બાહારથી) અરે કોઇ મદદ કરો, મદદે આવો! શહેરાંબાઇ ડુબી મરેછ! નદીમાં તરફડીયાં મારેછ! મેં તેવણુને ભુસ્કો મારતાં જોયાંછ! અરે તેવણુ ડુબી મરેછ! કોઈબી આવો બચાવો!

દોરાબજી—(ધ્રુજતાં દુખથી કંપી ઉઠેછ) શહેરાં ડુબી મરેછ? મારી આંખો સાંમેજ મારી દીકરી ડુબી મરેછ? નહિ નહિ તે નહિ મરશે! હું તેને ડુબતી બચાવશ! (ધસવા જતાં ઠોકરાય છે.) ઓ ખુદા! હું શું કરી શકું કેમ જાઉં? હું અપંગ થયોછ આંધળો થયોંછ! (ગુઠને પડી ધ્રુજતાં) ઓ ખુદા મને આયજ તારી સજા કે? મે જયારે શહેરાંને ઘેર બહાર હાંકી કાઢી ત્યારે હું હૈયાનો આંધળો થયો હતો અને જયારે હું તેને ડુબતી બચાવવા માગુછ! તયારે માહરી આંખે હું કશું દેખી શકતો નથી? મારી બદદુઆ મનેજ ફળીછ! ઓ હીરાં! શહેરાં?
(બાહાર દોડી જવા કોશીશ કરે છે! ખુરશીની ઠોકરથી પટકાઈ બેહોશ થાય છે!)



## અંક ત્રીજો—દેખાવ બીજો.

### ભીમપોર—ફકીરજીનુ મકાન !

(ફકીરજી ન્યુસ પેપર વાંચતાં આવે છે, બચાંમાંય ફફડતાં દાખલ થાય છે )

બચાંમાય—ફકીરજી, એ હુ કહેવાય ? મુવાં તુહમાં હવારે પડતાં હાતું માથું ખોહી, હાંફળા પડીને હોધા હોધ કરો ?

ફકીરો—તું નીહ હમજેરે નીહ હમજે ! મને જોવા દે !

બચાં—પણ મુવું એમાં એવું તે હું છે ?

ફકીરો—ઉભી રેહ માથુ ના ખાં ! (જોતાં) અરે તારી આય હું ? આયરે મારા બાપ ! આ વરહે કેટલા બધા ચાંન હરકારે વેંહેચેલા ? વાંચતાં વંચાએ નહિ !

બચાં—ઓ માયરે ! હરકાર આવડી મોટી છે કે ખુદા પાહેથી ચાંદ લાવી લોકોનેબી વેહેંચતી દેખુ ? વાંચોની મરૂં એકાદ મને કે તમુને મહ્હે કે ?

ફકીરો—મરી રહે ! મરી રહે ! ચાંન જેવી હુરતનીબી ખરી કેની તે વરી તને હરકાર ચાંદ આપહે !

બચાં—આપરા નહીબ બલેરે ! બધાં, જને જન ચાંન લુટી જાય ને મુવા અમુનેજ નીહ મલે ?

ફકીરો— અરે જોયું કે ? (નાચે છે.)

બચાં—ફકીરા એ એમ હુ કરે ? માથું તો નથી ચકાસયું ?

ફકીરો—અરે તુને ચાંપીને પહેલાં કોટી ફરવા દે ! નહિ તો મારૂં દિલ હરખે હરખે ફાંતી જહેજો ! ઓ મારી બચાં ! (કોટી કરે છે. બચાંમાય ધભરાય છે.)

બચાં—ફકીરા આજે એમ હું કરે ? કંઇ હોરટી બોરટી લાગી કે ?

ફકીરો—અરે તેથી એ બહું મોટટી હોરટી લાગી ! જો જો તારો દિકરો લીમજી હવે સર લીમજી હેઠ થાયેલો ને તું હવે લેડી થવાની ને હું મોટો લારડ થવાનો. ઓ મારી બચાં (કોટી કરે છે.)

બચાં—ઓ માયરે હવે કેમ કરૂં ? ફકીરા એ કેમ થીયેલું ? જરા હમજતો પાડ ?

ફકીરો—જો જો હું વાચું તે હાંભલ ! એ ગુડ પેપર વાલો લખે કે "ડાક્ટર શીમજી ફકીરજી પટેલ"ને (બચાંને) નામદાર હરકારે તેમની બાહોશી ભરેલી નવી નવી હોધ ખોલ અને પરજા ઉપયોગી કામોની કદરહનાસીમાં હરનાં ખેતાબની નવાજેહ કરી આપચુ પારહી કોમને જે મોટું માંન આપ્યુંછ તે માટે હમો પણ અમારી ખુહાલી જાહેર કરી, એ વિદ્વાંન ડાક્ટરને મુબારકબાદી આપીએછ ! અલબત કેવું માન છે ! ઓ મારી બચાં (કોટી કરે છે.)

બચાં—(ઓવરણાં લઇ.) ઓ માયરે ! ખુદાઇજી બાપ ! એ તારો અમારીપર કેવો પાડ ?

ફકીરો—હવે તું બિહતી રખે ! જો તો ખરી કે ગામમાં હું કેવી પરેલાઇ કરૂં તે ?

બચાં—ઓ હું મરૂંરે મારા ફકીરા ! (ઓવરણા લેય છે)

ફકીરો—ઓ હું છીઅરૂંરે મારી બચાં ! (બને કોટી કરે છે અને ગાયણુ ગાય છે શીમજી દાખલ થઇ તાજુબ થાય છે !)

ગાયન ૧૪ મુ.

બચાંમાય—વારી જાઉં, વારી જાઉં, ન વારી જાઉં કાંય ?
તે ખુદાએ માન આપી—ચાંદ આપીયાં ચાર.—
ઓવરઇ વારી જાઉંરે.—

ફકીરજી—સર થયો જો બેરો મારો, (તો) કાંય નહિં હુંબી ચર ?
બચાં મારી લેડી બની, ફરશે અકીં અધ્ધર.

બચાં— ......ઓવરઇ વારી જાઉંરે.—
ગામ ગમેરનાં લોકો નમી, નમશે ઠામે ઠામ.
સરનાં હમો માયબાવાને, કરશે સહુ સલામ.—
ઓવરઇ વારી જાઉંરે.—

ફકીરજી—અગીયારી ને દોખમાંનો—વચ્ચે હું અંનપ્ર
અડાબરમાં જઇ બેસીને, શેઠીયો થવસ.—

બચાં........ ઓવરઇ વારી જાઉંરે.—

( શીમજી દાખલ થાય છે. )

દાન કરી મેલહે !

ફ્રેની—તમો ના બીઓ હું ઉંમરે પુગેલી છેઉં ! મારૂં સારૂં માઠું હું સમજી શકુંછ ? મને લીમજીની હાજરીમાં અહીંજ રેહવા દેવો તેના વગર હું જીવી શકસજ નહી !

બચાં—તું ભલે આવીમાં ! ફકીરા એમ હું પોરીને ઘભરાવેજ્ને ? એ તો આપરા ઘેરમાં લછમી ચાલી ચલાવી આવી તે કહાય કે ? ઓ નારે મરૂં ! તું જીવે જાંગે તાંહવેર અખઇ થઇ ઘેર હોબતી વહુ થઇ રેહેજે મરૂં ?

ફ્રેની—બચાંમાય મને લીમને મલવા દેવો, તેવણ હમણાં કાંહ છે ?

ફકીરો—ઘેરમાજ છે, પણ જો તેજ હાંબેથી આવતો દેખું

બચાં—દીકરી, હવે તુંજ એ મારા હપુતને મલી ભેટીને હમજાવી લેજે મરૂં ! ચાલ ફકીરા આપરે અંદર જાઇયે !

ફ્રેની—હાજી તમો પધારો હુંજ એવણુને સમજાવી લેવસ ! (બંને અંદર જાય છે.) લીમ કેવા મુડમાં છે તે જોઇ હું જાહેર થવસ તો ઠીક થશે ! (લીમ નહી જોય તેમ બાજુએ થાય છે. લીમજી વિચારમાં આવે છે.)

લીમ—(સ્વગત) ફ્રેની ! વ્હાલી ફ્રેની ! તારા વગર આય દિલને સહેજ પણ કરાર નથી. ઓ ખુદા તું મારીપર કેવો મેહરબાંન છે કે તેં મને ભલાં માયબાપ, બાદશાહી ધંધો, ખાંનદાનની મોહટાઇ બતાવતા આય સરનો ખેતાબ વીગેરે સઘલું બખસ્યુંચ, પણ ફ્રેનીજ નહિ ? જેવી તારી મરજી ? (ફ્રેની પાછલથી આવી બરડાપર હાથ ફેરવે છે. તે પોતાની માયનો હાથ સમજી જોયા વગર બોલે છે.) માંયજી મને કંઇ નથી ! તમે નાં ઘભરાવો (જોતાં) કોણ મારી ફ્રેની ? (પ્યારથી સેકહેંન્ડ કરે છે.) હું તમોને જોઇ ખરેજ ખુશી છેઉં. પણ હું અજબ થાઉંછ કે તમે આહીં કેમ આયા ?

ફ્રેની—ડીયર લીમ તમે તાજુબ થાવોછ કે હું અંહી કેમ આવી ? વ્હાલા હું બધું ધીરજથી કેહવસ ! (તે કોટી કરવા ઇચ્છા ધરાવે છે. લીમ બચાવે છે.)

લીમ—હું ધારૂંછ કે તમારા પેરંન્ટસબી અહીં આવેલાં હોશે, ને તમો તેઓની રજાથીજ મને મલવા આયા હોસો ?

ફરેની—નહી તેઓમાંથી કોઇ નથી આયું !

લીમ—શું તમારા પપાએ વિચાર ફેરવ્યો ? ને મને અંહી સુધી મલવા આવવા થકી તમુને રજા આપીછ ?

ફરેની—ઓ લીમ, હું માહરાં માયબાપનું ઘેર સદા માટે તજી આવીછ ।

લીમ—ઘેર તજી આંયા ? કાંય ? શાને માટે ?

ફરેની—તમારા પ્યાર ખાતર ! (લીમ તાજુબીથી દુર હટે છે) લીમ ! લીમ ! મને નાં ધિક્કારો ! માંહરો ચાંહ એટલો તો બળવાંન છે કે, હું તેમની ઉપરવારી થઇ અતરે આવીછ !

લીમ—ડીયર ફરેની એ કેવી નાદાની ? માયબાપ તરફની કેવી નાફરમાંની ?

ફરેની—લીમ તમે જે દિવસથી માથેરાંન છોડી ગીયા તે દિવસથી માહરો હસતો દિવસ કદી ઉગ્યો નથી ! તમારા વીનાં માહરાં જીવતરને સુખ નથી.

લીમ—ફરેની ! ફરેની ! તમે માહરો સ્વભાવ કોઇ રીતે પીછાન્યો નથી, હું જેટલો માહરા માયબાપ તરફ તાબેદાર છેઉં, તેટલા તમો તમારા માત પીતાના કહયા સર રેહવો એવુ હું ઇચ્છુંછ !

ફરેની—લીમ એ શું બોલોછ ? માહરૂં દિલ નહી ત્યાં તેઓ દિલ જોડવા કેહ ને જયાં જીગર છે ત્યાં તોડવા કેહ તયારે હું શું કરૂં ?

લીમ—આપણી સરજતને આધીન થાવો ! આપણા જનેતાં માય બાપને નાફરમાન બની તેમનું દિલ દુખાય તેવું કામ કોઇબી નાં કરો !

ફરેની—લીમ ! લીમ ! હું ધારતી હતી કે તમારી મોહબત ખાતર સઘલું તજી આવશ તો તમો મને આશરો આપી ચાહશો ?

લીમ—ડીયર ફરેની હું તમુને જેવો ચાહુંછ તેવો ખુદા મને ચાહે !

પરીચેહેરે—ઘણુંજ અજબ જેવું !

બચ્ચાં—ઓ માંય મરૂં બોલતાં પરથીતે, હજીબી માનો, જીભરૂં તમુને માહરાં હપુત બેટાને નાં હરકારો !

ફેરેની—નાંમાં પપા ! મે પણ એ વાત હમણાંજ જાણીછું ! ડા સર લીમજી નામના ને મોહટાઇ પોતાની જાતી બાહોશીથીજ મેલવવા પાંમયાંછે ! તેવી નામના જોકે હજારો મેલવી ચુકા હોશે પણ તેમના જેવી વડીલો તરફની તાબેદારી અને અમીરી ખવાશ ધરાવતો જવાન લાખમાં એક પણ નહી જોશો ! એવા લાયક ધણીને મેં પસંદ કીધોછે ! તો તેવા એકને તમારા જમાઇ તરીકે કબુલ રાખી મને સુખી કરો.

(ડા૦ લીમ આવે છે. ને બધાંને જોઇ તાજુબ થાય છે.)

જસુખાં—

Sir Limji, please accept our heartiest congratulations from self and Lady Jasukhan for being raised to Knighthood by His Gracious Majesty the King Emperor.

લીમ—

I thank you for your high compliments. Sir Jasukhan and Lady Paricher I am very much pleased to see-you here.

પરીચેહેરે—સર લીમજી તમારા જેવા બાહોશ અને લાયક જવાનને અમારી ભુલથી તુછકારયા હતા, પણ હવે તમોને હમારા જમાઇ તરીકે ખરાં દિલની ખુશીથી સ્વિકારી મારી દીકરીનો હાથ હું તમારા હાથમાં સોપુંછ !

(ફેરેનીનો હાથ લીમના હાથમાં મેલવી આપેછે ! )

લીમજી—ખુદાએ મારા દીલની અરજ સાંભલી મારી મુરાદ હાંસલ કીધીછે ! તમો મુરબીઓએ કીધેલી મેહેરબાની માટે

હરિ હરિ મહ્યાં જીગર દિલ દારાં—
ફરીએ દોઆ મલી રબની પિયારે
ભલી મુરાદ દિલ પામી.—
ઉપકારી, આભારી, છે તારી, શુકર કરૂં તારી.—
દિલ પામી.
મનનાં હરખ ફળે સાચ્ચા પિયારે
જાની જીગર મન પાગી.
દિલ પ્યારી, દિલ દારી, મળીસારી, મુરાદ
ફળી મારી.—દિલ પામી.

———૦———

## અંક ૩ જો—દેખાવ ૩ જો.

### સ્થળ—દોરાબજીનું મકાન.

(સાદું ફરનીચર આગલા માફક. ખુરશી ઉપર ડાલી સુતેલી જણાય છે. લવજી ઘરપચમાં દાખલ થાય છે.)

લવજી—(ડાલી આગલ આવીને જોતાં) ઓહો! મારી ડાલી તો કેથી લેહરે લેહરે ઉંઘ કાહડતી દેખું? ઉંઘમાં પણુ એ કેવી સુંદર લાગેછ? ખરેજ ફોટો લેવા લાયક એક સ્લીપીંગ-બ્યુટી છે! હવે જ્યારે વખત આવી લાગેછ! ખુદ મજનું પોતે આવી પુગેછ, આફતાબ રોશન થઇ ચુકોછ, ત્યારે હવે આંય મનમોહન લયલીને જગાડવા શું કરવું જોઇએ? (વિચાર કરીને) આહા એજ ઠીક થઇ પડશે, એથીજ એ જાગશે! (ચુમી લે છે. ડાલી માંખ ઉડારતી હોય તેમ હીલચાલ કરે છે.) એ તો માખીનો ચટકો સમજેછ? આહા મારી વ્હાલી તું પોતેજ એક એવી જાતની જીવતી માખી છે, કે તે એક સાધારણુ માખીને ચટકે તું જાગવાની નથી! (પાછી ચુમી લે છે ડાલી માંખ સમજી ઉડારે છે) કેમ

હજી નથી જાગતી, ત્યારે તો એને નવી રીતે જગાડવી જોઇએ! ખુદરતનો આફતાબ જયારે પોતાની રોશનીથી જગતને ચુંબન કરે છે, ત્યારે આય તારો ! મજનું મેચીસની પ્રકાશીત રોશનીમાં તુંને ચુંબન કરી કાંય નહિ જાગરૂત કરે ? (મેચીસ સલગાવી તેનાં પ્રકાશમાં છુંમી લેવા જાય છે.)

ડાલી—(બુમ પાડી) ઓ આગ. આગ !

લવજી—(વાંકો વલી પોતાની છાતી દેખાડી) જાગો બાનુ જાગો ! અહીં આગ લાગીછ. આય જીગરમાં બળતું સલગયુંછ, તેને તમારા વગર કોણ બુજાવી શકસે ?

ડાલી—ઓ કોણ લવજી ? એ શું કહેવાય ? હું કેવી બીધી ? પણ કેમ કંઇ સહવારને પોહોર આવવું થયું ?

લવજી—તારા રોશન દિદારનાં દરશન કરવા, કંઇ નવી જુની ખબર સાંભલવા !

ડાલી—લવજી ગેઇ રાતનાં એવો તો બનાવ બન્યોછ કે જેથી ધારતીને મારે મારૂં તનબદન ધ્રુજે છે અને માહરૂં માંથુબી ફરેછ !

લવજી—એવોતો શું બનાવ બન્યો છે, તે મને તો કેહ ડીયર ?

ડાલી—લવજી તમે રાતનાં ગીયા પછી મેં ફુવાજીને અહી ભોંયપર બેહોશ પડેલા જોયાં ! મેં મદદ માટે બુમો પાડી પણ ઘેરમાં એક નોકર શીવાય કોઇ ઉઠુ નહી ! ફુઇજીબી રતનશાહને ઘેરે કંઇ અંગતના કામે મલવા ગીયાતાં !

લવજી—પછી ત્યારે તેં શું કીધું ?

ડાલી—જેમ તેમ ફુવાજીને એક નોકરની મદદથીની ઓરડામાં લેઇ જઇ સુવાડયા. તુરત ડોકટરને બોલાવ્યો તેટલામાં ફુઇજી પણ આવી લાગાં. તેવણુને હોશીયાર કરવા માટે આખી રાત ઉપાયો ચાલુ રાખ્યાં, અને છેક મધરાતે સુધીમાં આયા ! ત્યારે માલમ પડયું કે તેમનાં મગજપર કંઇ અસર થઇછ, તેવણે પોતાની સેન્સ ખોઇ દીધીછ.

લવજી—અફસોસ ! કેવી દુઃખદાયક ખબર ? આ ગરીબ કુટુંબપર જાણે ખુદરતનો કેહર વરસી રહયોચ !

ડાલી—ને તેમજ છે. શહેરાંના ચાલી જવા પછી આ સુખી ઘેરપર એક પછી એક આફત વરસતીજ જાયછ, (સામે જોતાં) જુઓ મારાં ફુઇજી અહીં આવેછ! (હીરાંબઇ આવેછે) કેમ ફુઇજી હમણાં એવણ શાંતતો છેની?

હીરાં—હા દીકરા જેમતેમ હમણાંજ આંખ લાગીછ (જોઇ.) પણ આય કોણ લવજી?

લવજી—હાજી બાઇ, દોરાબજીની તબીયત વિશે જાણી હું ઘણોજ દીલગીર છેઉં!

હીરાં—શું કરીયે બાવા, જેવી ખુદાની મરજી. પણ લવજી મારી દીકરીની કંઇ ખબર લાયાછ?

લવજી—(ડાલીને બાજુમાં) એવણુ ખરી બીના જાણેછ કે?

ડાલી—(બાજુ) મારી તરફથી કશું જાણ્યું નથી!

હીરાં—કેમ કંઇ જવાબ નથી આપતાં?

લવજી—(દિલગીર ચહેરે) હું શું જવાબ આપુ બાઇ?

હીરાં—તમારા ચેહેરા પરથી કંઇ બુરૂં બનેલું જણુયછ. માહરી છાતી દુઃખથી ફાટી જાયછ! ખુદા શું કરવા માંગેછ તેની કંઇ સમજ પડતી નથી! ગેઇ રાતે માકો અહિં આયોતો ને તેને મને ચોંકાવનારી ખબર આપી કે શહેરાં પોતાના ધણીનું ઘેર છોડી ચાલી ગેઇછ. ને તેનો કેથે પત્તો મલતો નથી! હું રાતે રતનશાહને મલવા તેવણુને ઘેર ગેઇ, તો તેવણુની પણુ મુલાકાત થઇ નહી! જયારે હું ઘેરે પાછી ફરી, ત્યારે માહરા ધણીને બિમાર પડેલા જોયા! માહરી ગેરહાજરીમાં શું બની ગીયું તેની મને ખબર પડતી નથી! પણ મને લાગેછ કે શહેરાં અહિં આવી ગેયેલી હોવીજ જોઇએ!

લવજી—જો શહેરાં અહીં આયાં હોતે, તો તમારે માટે કંઇબી સનદેશો મુકી જતે! પણ જુઓ સાંમેથી રતનશાહ આવે છે! કદાચ એવણુને કંઇ ખબર હોશે!

હીરાં—શું કરવું તે મને કશું સુજ પડતું નથી! (રતનશાહ આવે છે.)

ઓ તમે આયા તો સારૂં થયું ? અરે હમારા ઘેર પર તો જાણે આફત વરસીછ. મારી શહેરાં પોતાના ધણીનું ઘેર છોડી ચાલી ગેઇછ તેનો પત્તો નથી ! ઓ રતનશાહ માહરી દીકરીને સોધી કહાડવાં હમુને મદદ કરો !

રતનશાહ—હીરાંબાઇ તમે શું બોલોછ ? શું શહેરાં અહીં નથી ?

હીરાં—નહીજી. શહેરાં અહીં આવીજ નથી !

રતનશાહ—તયારે તો તમુંને કંઇજ ખબરજ નથી. ગેઇ રાતે હું દોરાબજીને મલવા આયો તયારે શહેરાં મને અહીંજ મલીતી અને મને આજે સવારે મલવા પાછો બોલાવ્યો હતો ! તેથીજ હું હમણાં આયોછ !

હીરાં—ઓ ખુદા, મારી દીકરી અહીં આવી ગેઇ ને મનેજ મલી નહી ?

રતનશાહ—પણ તયારે એ પાછી કાંહ ગેઇ હોશે ! મારે એની શોધમાં જવું જોઈએ !

લવજી—મી૦ રતનશાહ મને લાગેછે કે તે પોતાના ધણી સાથે પાછી ગેયલી હોવી જોઈએ !

હીરાં—પણ તેનો ધણી અહીં કયારે આયો ?

લવજી—હમો બંને જણાં શહેરાંની તપાસ કરવા ગેઇ રાતે છુપાછુપ અહીં આયા હતા, પણ શહેરાંનો પત્તો અહીં નહી મલવાથી હમો બંને જુદે રસ્તે શોધમાં નીકલ્યા, અને જયારે હું પાછો મારા ઉતારા પર ગીઓ, તયારે અદી તયાં આવેલો નહી હતો ! અતયાર સુધી તેની રાહ જોઇ, હું પાછો અહીં તેની તપાસ કરવા આયો, તો અદી અહીંયા પણ નથી ! તેથી મને લાગેછ કે કદાચ અદીનો મેલાપ શહેરાં સાથે થયો હોય અને તેઓ સાથેજ ગીયાં પણ હોય !

હીરાં—ઓ ! તેમ હોય તો કેવું સારૂં ?

દોરાબજી—(અંન્દરથી) પાણી ! પાણી ! પાણી !

હીરાં—ઓ એવણ પાછા સજાગરૂ થયાછ !

દોરાબજી—(દાખલ થાય છે) પાણી ! પાણી ! જલદી કરો. હું બળી મરૂંછ.

**લવજી**—હા એ અંહીજ આવેછ. (માંકો ગીત ગાતો આવે છે.)

**રતનશાહ**—એ દીવાનો તો નથી થયો?

**માંકો**—હા, હા, હું હરખથી દીવાનોજ થીયેલો.

**હીરાં**—(માંકાને ઘેરી) પણ માંકાં, શેહરા કાંહ છે? (માંકો ગાય છે.)

**માંકો**— જીંદગીની દોરી મોટી, નદીમાંથી મેંતો ગોતી.
સંકટમાંથી તેતો છુટી છુટીરે, દયાલુ બાપે કીધાં છે-
મોનાં અહતાંરે.

**બધાં**—ત્યારે શું શેહરાં જીવતી છે?

**માંકો**—હા, તે જીવતી જાગતી છે-તે બચવા પામી છે, ખદાએ લાજ રાખી છે.

**બધાં**— કોણે બંચાવી?

**માંકો**—તેના પણ્યા ધણીએ જતો.

**હીરાં**—(હરખથી માકાને) માંકા જલ્દી કેહ કે મારી દીકરી કાંહ છે?

**લવજી**—માંકા, ખુલાસાથી કેહ કે શેહરાં નદીમાંથી કેમ બચવા પામી?

**માંકો**—ગેઇ રાતે હું પેલી નદીની પાલપર બેઠેલો હતો, તે વખતે મેં નદીમાં કોઇનો પડવાનો અવાજ હાંભલ્યો. જઇને જોવું તો પાણીમાં શેહરાં બાઇને તરફડયાં મારતાં દીઠાં, તેવોજ હું પણ તેમની પાછલ કુદી પડેલો પણ મારો પગ કાદવમાં પેહી ગીયો અને તેને લીધે હું તેવણુને બંચાવવા નાચાર શીએલો. તીવારે મેં મદદ માટે બુમો પાડી. ખદાએ જોયું કે તે વખતે આપરા અરદેહર હેઠ કથા તીકાંજ હોવાથી તેવણે બુમો સાંભળી દોડી આવા હમારી મદદે તુરત નદીમાં કુદી પયરા; અને હમો બંનેને જીવતાં બાહાર કાઢેલાં. પછી પાંહેનાં ધનજી પટેલનાં ઘરમાં શેહરાને ઉપાડી ગીયેલા અને એક વરહની વાતપર જેમ હેરાંબાઇએ અદી હેઠની હારવાર કરેલી તેમ આજે રાતે હેરાંબાઇની તેવણે માવજત કરી તેવણુને જીવાડેલાં તો?

**હીરાં**—(ઓવારણાં લેતી) ઓ હું ખુદાપરથી મરૂં તે તારા આભાર કેમ ભુલું ?

**માંકો**—લેવો, હાંમ્બેથી હેરાં બાઇને લેઇને અરદેહર હેઠ અહીંજ આવે. (શહેરાં અદીની સાથે નવાં કપડાંમાં દાખલ થાય છે, બધાં હરખથી તેમને ઘેરી લેય છે.)

**શહેરાં**—ઓ માહરાં માયજી ! માહરાં માંય !

**હીરાં**—મારી દીકરી ! માહરા કલેજાં ! (માંય દીકરી હરખનાં આંસુ ટપકાવે છે.)

**લવજી**—(હરખથી સેકહેન્ડ કરતાં) તમુંને તો હવે ખુદા એવાંજ હરતાં રાખશે.

**રતનશાહ**—(અદીને) અરદેશર હું તમોને મુબારકબાદી આપુંછ કે તમે શહેરાંને ડુબતી બચાવી તેણીના હાથને દરેક રીતે લાયકના ઠરયાછ, માટે હવે શેહરાંને તમારી ખરી પરણેતર જાહેરમાં બનાવી સુખી કરો !

**અદી**—તે માટે આય માહરો જવાબ સરવે માટે ખુલ્લો છે. (રતનશાહને કવર આપે છે. તેમાંથી દસતાવેજ કાઢી રતનશાહ મનમાં વાંચી હરખથી સેકહેન્ડ કરે છે.)

**રતનશાહ**—માહરા વહાલાં દોસ્ત ! આય કાગલના ઉપરથી ખુલ્લું જણાયછ કે જેઓએ તમારાં લગનની ક્રીયા કીધી હતી તેઓ સરવે નાવર મરાતબ થયલા અથોરનાંન-જાદા હતા, અને તે માટે ત્યાંના દસતુર સમક્ષ લખાવેલો આય દસતાવેજ પુરેપુરો પુરાવો રજુ કરે છે. ફકત તમારા બમનુએ જુઠ્ઠું ગુલબાન ઉડારી, સઘલાંને ખોટે રસતે, દોરવી ઉશકેરી મુકયાં હતા, જેથી તમો વાહલાંઓને દુઃખ વેઠવું પડયું છે, પણ હવે તે સઘળાં દુખોની આજની ખુશાલીથી દુર થશે.

**લવજી**—બમનુંની ભ્રીષ્ટ મને મલીછ, તમો બમનુંને બદનામી ના આપો, તે ગમાર વફાદાર નોકરે શેઠનું ભલું કોઇબી સુરતે થાય તે થઇ આય જુઠઠી કાના સોરી કરી

આપણુ સરવેને હેમક બનાવી ઉશકેરી મેલ્યાં હતાં, છતાં લગનની ગોઠવણુ તમામ કાયદાસર કરી હતી.

દોરાબજી—(બાહરથી) મારી દીકરીને બચાવો તમે સાંભલોછ કે ?

શહેરાં—ઓ બાવા આવેછ ? (બીહે છે) તેવણુ જાણુસે કે હું અંહી આવીછ, તો ગુસ્સે થશે, મને હાંકી કાઢશે.

હીરાં—નાં બીહ દીકરી હવે તેવણુ તુંને કદીબી જવા કેહશે નહિ.

દોરાબજી—(નોકર સાથે દાખલ થતાં) જાગો જાગો ઓ ઉંઘમાં પડેલાં ગાફીલો બિદાર થાવો ? સહવાર થઇછ તોબી કોઇ તેને જગાડતું નથી. મને તેને જગાડવા દેવો ! મારા ચેરાગને મારાજ હાથે રોશન કરવા દેવો !

શહેરાં—(ઘભરાઇ ને) ઓ અફસોસ ! એ બંધુ મારે લીધે થયું છે. ઓ ખુદા તું મને કેમ માફ કરશે. ? (રડે છે અને બાપનો સદરો પકડે છે.) ઓ બાવાજી.

દોરાબજી—મારે કાને શું અવાજ આયો ? બાવા ! કોણુ બાવાં ? નહી નહી. મારૂં કોઇ ફરજંદ નથી કે જે મને બાપ કહી બોલાવે.

શહેરાં—હુંજ તમારી દીકરી છેઉં અને મનેજ બાવા કરીને બોલાવવાનો હક છે.

દોરાબજી—મને કેહવો કે મારો બોલતો પોપટ કાંહ છે ? અરે બાપના નાંમથી બોલાવતો ને મીઠઠો અવાજતો હંમેશનો ગુમ થયોછ. માહરો રોશન ચેરાગ સદાનો બુઝઇ ગીયોછ.

હીરાં—મારા ધણી જરાતેઃ શાંન્ત થાઓ.

દોરાબજી—ઓ યઝદાંન હું આય શું સાંભળુંછ ? મારી બઇરી મને બોલાવેછ ! શું તે જીવતી છે, છતાં તેને દુબતી બચાવતી નથી ! ઓ સીતમગાર શું તું તેજ માંય છે કે જે મારી દીકરીને પોતાની ગોદમાંજ સદા હેતથી રાખતી હતી. હા તેજ માંય આંજે શું ઘાતકી બનીછ, કે પોતાનાં બચ્ચાંને નદીની તલેટીમાં સુવા દીધુંછ.

હીરાં—ઓ ખુદા તેજ મારી દીકરીને મરતાં બચાવી હમારાં મોનાં

**શહેરાં**— (ગાયણુ ચાલુ.)

ચાંદને ખોરશેદ આલમનાં નિગેહબાન રાત દિન,
ફર્જમાં મુસ્તાક હર તર્ફ, તુંજ શિવા કોઈબી નહીં.

**દોરાબજી**—(ચમકીને ઉઠે છે.) ઓ ખુદા મારીપર આય કેવો ગજબ? હીરાં ડાલી તમો કાંહ છેઓ?

**બધાં**—હમો બધાં તમારી આગળજ છઈયે.

**રતનશાહ**—દોરાજી શું છે?

**દોરાબજી**—કોણુ મી૰ રતનશાહ? સારૂં થયું કે તમેબી છેઓ. હીરાં, મેં આજે રાતે એક ભયંકાર સંપનો જોયોછ. જાણે આપરી શેહેરાં નદીમાં ડુબી જાયછ, અને તેને બચાવવા મદદ માટે કોઈ બુમો પાડે છે. હું તેને ડુબતી બચાવવા જવા કરૂંછ પણુ નાપાક સેતાંન આડો પઠી મને અટકાવેછ? અને મારી દીકરી ડુબી જાયછ. ઓ ખુદા એ શયાતીની તાસીરનો ભેદ શું હોશે? મારી દીકરી કેમ હોશે?

**હીરાં**—(રતનશાહને) આપરી દુવા ફલી છે. ખુદાની મેહરબાનીથી એવણુ પાછા પોતાની સુધબુધીમાં આવેલા લાગેછ, રતનશાહ તમેજ આસ્તે રેહીને એવનને ખુલાસાથી બધું સમજાવો.

**દોરાબજી**—કેમ કોઈ બોલતું નથી? મને જવાબ આપતું નથી? હીરાં આપરી દીકરી શેહરાં કેમ છે? તેની તુંને કંઈ ખબર છે?

**રતનશાહ**—દોરાબજી તમારી શેહરાં તદન સારી પેઠ છે અને સલામત છે. તમો જેને સપનો કેહવોછ તે સપનો નહી, પણુ ગેઈ રાતે બનેલો ખરો બનાવ છે. શેહરાં પોતાના ધણીનું ઘેર છોડી અંહી ચાલી આવી, પણ જયારે અહીં પણુ આસરો નહી મલ્યો ત્યારે દુખતી મારી ઉશકેરાઈ જઈ નદીમાં પડી પોતાનો અંત લાવવા ચાહયો.

**દોરાબજી**—હેં પછી શું થયું?

**રતનશાહ**—જેને ખુદા રાખે તેને કોણ ઝાખે-તેમ નાપાક શેતાનની ગણતરી બધી ઉંધી વળી અને શહેરાં બચવા પામી.

**દોરાબજી**—ઓ માહરી દીકરી બચવા પામીછ? શુકર-ખુદાનાં પણ તેને કોણે બચાવી?

**હીરાં**—તેનાં હકદાર ખાવીંદે બચાવી, તેને નવો જનમ આપ્યોછ.

**દોરાબજી**—ઓ! પણ તે મારી દીકરી કાંહ છે? કોઇ તેને જલદી બોલાવી મારી પાસે લાવો, અરે મારી દીકરીને મારી ગોદમાં સોંપો.

**શહેરાં**—મારા વહાલા બાવાજી હું તમારી આગલજ છેઉં.

**દોરાબજી**—ઓ મારી દીકરી, મારા રોશન ચેરાગ-મારી જીંદગીના આરામ-મને ભેટ. (કોટી કરે છે.)

**રતનશાહ**—આખરે આય સખત હઇયાંના બાપનું જીગર, એજ બેટીનાં પ્યારનાં ધંગારથી પીગલી નરમ થયું ખરૂં!

**શહેરાં**—વહાલા બાવાજી મેં તમોને ઘણાં દુ:ખી કીધાછ. મારી નાફરમાની માટે મને માફ કરશો (ગુઠને પડે છે.)

**દોરાબજી**— ઉઠ દીકરી ઉઠ! મને શરમીંન્દો ના કર. મારો ટેક જાલવવા જતાં મારી ખફગીથી ઉલટા મેં તમો વહાલાંઓને ઘણા દુ:ખી કીધાં.

**શહેરાં**—બાવાજી એમ નાં બોલો, એતો જે નસીબમાં બનવાનું હતું તે બન્યું, પણ વ્હાલા બાવાજી જેમ તમો મારો ગુનાહ માફ કરી મને ગોદમાં લીધીછ, તેમ માહરા વ્હાલા અદીને પણ માફ કરશો.

**દોરાબજી**—હા દીકરી જરૂર; પણ રતનશાહને આપરે આપેલાં વચનનું શું.—

(બોલતાં અચકાય છે.)

**રતનશાહ**—દોરાબજીઆ જરાબી ઘભરાસો નહી. શહેરાં વચનથી

આજ પછી છુટી છે. મેં મારી ભુલ જોઈ છે. આજથી શહેરાં માહરી દીકરી છે. દોરાબજી આ તમે પણ તમારાં વચનથી છુટા છેઓ; તમારાં ખેતરો તેમજ તમારૂ મકાન જે તમે મને ગીરવી મુકેલું છે તે આપરી શહેરાં બચવા પામી, તેનીખુશાલીમાં હું પાછું તમુંને સપુરદ કરૂં છું.

**દોરાબજી**—રતનશાહ શેઠ તમારી ભલાઇનો પાર નથી. તમોએ કીધેલાં હેસાનનો બદલો આય અપંગ કોઇ દાહડે વાલી શકે એમ નથી (ગુઠને પડી) ખુદા તમોને સુખી રાખે.

**રતનશાહ**—દોરાબજી ઉઠો આજથી તમે માહરા ભઇ છેઓ. હું તમોને અરજ કરૂંછ કે તમારી ભલી દુવાઓ સાથે શેહરાંનો હાથ તેનાં પણયા ખાવીંન્દનાં હાથમાં આપો કે જે બાહદુર અમીર ખાનદાનના જવાને શેહરાંને બચાવી આપરા સર્વેનાં મોહનાં હરતાં કીધાં છે.

**દોરાબજી**—કાંહાં છે બોલાવો બોલાવો અરદેશરને.

**અદી**—(દોરાબજીનો હાથ લઇને) મુરબ્બીજી દોરાબજી બા હું તમારી પાસેંજ છેઉં મને પણ માફ કરશો (દોરાબજી અદીને ભેટે છે.)

**દોરાબજી**—અરદેશર તમે મારી દીકરીને તમારા જાનનાં જોખમે મરતા બચાવી તેનાં હેસાનમાં હુ મારા ખરા દીલનાં આશીશ સાથે એનો હાથ તમોને સોપુંછ, "પરવર દીગાર" તમોંને સદા સુખી રાખે!

(બંને જણાં દોરાબજીને તથાં હીરાંબાઇને પગે લાગે છે)

**હીરાં**—બચ્ચાંઓ સુખી રહો અને લાંબી જીંદગી ભોગવો.

**લવજી**—અદી માહરી પણ મુંબારકબાદી કબુલ રાખજે દોસ્ત. પણ હવે મારૂં શું? હું કાંહવેર એમ બુઠઠા ચોરની કાની અંહીથી તાંહ ફરયા કરૂં?

**અદી**—પણ બોલની તાહરે મારે હું શું કરૂં?

**લવજી**—મને મદદ કર ! જો તું દોરાબજીને કેહીને મને રમવા માટે પેલી ડાલી અપાવે તો તું મારો દોસ્ત ખરો, નહીતો આજ પછી આપરા વચ્ચે કીટ્ટા સમજવી.

**અદી**—વારૂ વારૂ જોતો ખરો હમણાજ કામ પાર કરી આપુંછ. પણ જો ખુદાને ખાતર જરા સીરીયાઉંસ ઉભો રેહેજે. (દોરાબજીને) મુરબ્બીજી આજના ખુશાલીનાં પ્રસંગે હું તમો મેહેરબાનોને એક અરજ કરવા ચાહું છું.

**દોરાબજી**—બોલ દીકરા અદી તારી શું ઇચ્છા છે ?

**અદી**—મારો મીત્ર લવજી અને આપરી ડાલી એકમેક તરફ દીલ ધરાવેછ માટે તેઓને શાદીનાં ગાંઠથી જોડાવાની પરવાનગી આપી ખુશી કરશો ?

દોરાબજી—જો તેઓ એકમેકની પસંદગી પામી ચુકેલાં છે, તો હમારા ખરા દીલની દુવા સાથે ચંદરોજમાં એઓને શાદીનાં ગાંઠથી જોડી આપીશું.

**ડાલી**--મુરબ્બીજી પુવાજી તથા પુઇજીમાંય મારા પસંદ કીધેલા ભરથાર માટે તમોએ બાહલી આપી છે તે માટે હું ખરેજ આપની ઉપકારી છેઉં.

**લવજી**--અને હું પણ તમો મહેરબાનોનો ઉપકાર માનું છું કે આય સુંદર ડાલી જેવો મોહરદારની મારીપર નવાજેશ કીધીછ. અરદેશર શેઠ સેવક નમેછ. હવે કીટ્ટા નહી હું દોસ્ત ? (સર જસુખાંને આવતા જોઇ) અરે આય બધું હાઉસન જાઉસન અહીં શું કામ આવતું હોશે ?

રતનશાહ-- અરે એ તો અદીના ફાધર સર જસુંખા ને તેઓની ફેમીલી છે.

**લવજી**--હા ને સાથે ભીમપોરનાં પટેલ ફકીરજી અને સર લીમજી પણ છે. એવો સરવે અદીની શોધમાં આવેલાં લાગે છે.

દોરાબજી—કોણ ? માહરા ઉમરાવ વેહવાઇ વેહવાણ મુજ ગરીબને બારણે આવેછ, અરે તેમને કેહજો કે હું અપંગ આંખ

**દોરાબજી**—માહરી દીકરીનાં સુખનો આફતબ આજે રોશન થયોછ, માંહરાં જીગરમાં તેમજ માહરી આંખમાં તાહડક વલીછ.

**શાહેરાં**—મહેરબાંન મુરબ્બીજી રતનશાહ, હમો તરફથી તમારી ભલી લાગણી માટે હેસાનમંન્દ છેઉં. પરવરદેગાર તમોને હમારે માંથે સલામત રાખે. (રતનશાહનો હાથ લઇ શહેરાં આંખમાં દાબે છે.)

**લવજી**—(બાજુએ) અરે એ એવણે શું ભુલ કીધી? હું અરીમ ધરીમ જેવો એવણને દેખાયોજ નહિ કે બધું ભરતામાં ભર્યું (રતનશાહને) બા૦ બા૦ સાહેબ, શેહરબાંનું ઉપર કીધેલી નવાજેશ માટે ખુશી છેઉં પણ, પણ સાહેબ મને ને મારી ડાલીને ગરબડમાં ભુલીજ ગીયા કે, હું ધારૂંછ કે શોર્ટ સાઈટને લીધે હોશે !

**રતનશાહ**—લવજી હું તમોને નથી ભુલી ગીયો, જોવો તમારા ને ડાલીના લગન હું મારે ખરચે મોટી ધામધુમથી કરી આપશ.

**લવજી**—ત્યારે તો સાહેબ આજનાં મુબારક દિવસે તમારાજ મુબારક હાથે ડાલીનો હાથ મારા હાથમાં સોંપી આપો તો બહુજ મેહરબાંની થાય.

**ફેકીરજી**—ચાલો ત્યારે હઉ સાથે મલી, આપણાં 'રોશન ચેરાગ' માટે ભલી દુવા ગુજારીયે.

(દોરાબજી, શેહરાં–ને ફરેનીનો હાથ જોડી આપે છે. રતનશાહ ડાલી ને લવજીનો હાથ જોડી આપે છે. સર્વે ખુદાના શુકર કરે છે.)

